# પ્રસ્તાવના.



વિદ્યાનો પ્રચાર દિન પ્રતિદીન વધતો જતો હોવાથી અનેક નવિન વાર્તાઓ, કાદંમ્બરીઓ, નોવેલો, નાટકો, અને આખ્યાનો લખાય છે; નવિન નવિન ઉત્સાહી લેખકો તરફથી નવિન નવિન રચનાથી રચાયેલાં પુસ્તકો બહાર પડે છે, જન સમાજ તેને યોગ્યતાનું સાર આદર સત્કાર આપે છે, તેમજ રહસ્યાનુંસાર તેમને મદદ મળે છે.

આ "ડીટેકટીવ અમરસિંહ" નામનું પુસ્તક નોવેલ, વાર્તા, અને કાળા માથાનો માનવી દિર્ઘ વિચારપૂર્વક ક્યાંસુધી દૃષ્ટી પોહોચાડી કાર્ય કરે છે, તેનો આબેહુબ ચિતાર છે. તેમજ છુપી પોલીસના અમલદારો સરકારની સત્ય નિષ્ટાથી નોકરી બજાવતાં, સત્ય, દયા, અને નિતિને અનુસરી કેવાં અદ્દભુત કાર્યો કરતાં યશ સંપાદન કરે છે, તેનું આબેહુબ દૃષ્ટાંત છે.

ખરેખર તેવાં કાર્ય કરનારા સત્યવૃત્તધારી સરકારના નોકરો પોતાના માલિકની નેક નિષ્ટાથી નોકરી બજાવતાં પ્રજા પ્રત્યે ન્યાય, સત્ય અને દયા દૃષ્ટીથી નિહાળી કામ લેતો ઓછું પ્રશંસનિય થઇ પડે નહિ, એ આ "ડીટેકટીવ અમરસિંહ"ની વાર્તા વાંચવાથી સહજ સમજાઇ આવશે. ઇતિ.

અમદાવાદ.
વસંતપંચમી સંવત ૧૯૬૭



લેખક.



# પ્રસ્તાવના.



વિદ્યાનો પ્રચાર દિન પ્રતિદીન વધતો જતો હોવાથી અનેક નવિન વાર્તાઓ, કાદંમ્બરીઓ, નોવેલો, નાટકો, અને આખ્યાનો લખાય છે; નવિન નવિન ઉત્સાહી લેખકો તરફથી નવિન નવિન રચનાથી રચાયેલાં પુસ્તકો બહાર પડે છે, જન સમાજ તેને યોગ્યતાનું સાર આદર સત્કાર આપે છે, તેમજ રહસ્યાનુંસાર તેમને મદદ મળે છે.

આ "ડીટેકટીવ અમરસિંહ" નામનું પુસ્તક નોવેલ, વાર્ત્તા, અને કાળા માથાનો માનવી દિર્ઘ વિચારપૂર્વક ક્યાંસુધી દ્રષ્ટી પોહોચાડી કાર્ય કરે છે, તેનો આબેહુબ ચિતાર છે. તેમજ છુપી પોલીસના અમલદારો સરકારની સત્ય નિષ્ટાથી નોકરી બજાવતાં, સત્ય, દયા, અને નિતિને અનુસરી કેવાં અદ્ભૂત કાર્યો કરતાં યશ સંપાદન કરે છે, તેનું આબેહુબ દ્રષ્ટાંત છે.

ખરેખર તેવાં કાર્ય કરનારા સત્યવૃત્તધારી સરકારના નોકરો પોતાના માલિકની નેક નિષ્ટાથી નોકરી બજાવતાં પ્રજા પ્રત્યે ન્યાય, સત્ય અને દયા દ્રષ્ટીથી નિહાળી કામ લેતો ઓછું પ્રશંસનિય થઇ પડે નહિ, એ આ "ડીટેકટીવ અમરસિંહ"ની વાર્ત્તા વાંચવાથી સહજ સમજાઇ આવશે. ઇતિ.

અમદાવાદ.

વસંતપંચમી, સંવત ૧૯૬૭



લેખક.



## જીવન.

આ જીવનની અંદર વપરાતા પદાર્થો દેશી, પવીત્ર, અને સ્વાદીષ્ટ છે. રોગી અને નિરોગી, તમામ મનુષ્યોએ વાપરવા યોગ્ય છે કોઇ પણ જાતની કરી પાળવાની નથી. જીવન ખાવાથી શક્તિ વધે છે, પાચન શક્તિ સુધરે છે, વીર્ય અને લોહા સુધરે તથા વધે છે. મગજને પુષ્ટી મળે છે બુદ્ધી અને યાદદાસ્તી વધે છે, ક્ષય, શ્વાસ, કઠરોગ, હૃદય રોગ, જીર્ણજ્વર; હર્ષ, દસ્તની કબજીયાત સર્વ પ્રકારનો દાહ મટે છે, લાંબા વખતના સેવનથી ઘડપણમાં જુવાની જેવું કૌવત સાંપડે છે. દર ત્રીસ તોલા જીવનથી ભરેલ ડબાના રૂપીઓ એક, પેકીંગ પોષ્ટેજ મંગાવનારને શીર.

## નયનામૃત.

આ લાલ સુરમો રોગી અને નિરોગીએ વાપરવા લાયક છે. તેથી આંખના તેજની વૃદ્ધી થાય છે, લખવા વાંચવાથી યા ઘડપણથી નબળી પડતી આંખોમાં થએલ દરદ નાબુદ થઇ આંખમાં ઠંડક થાય છે, તેજ શક્તિ વધે છે, ને નબળાઇ દુર થાય છે ચશ્માની જરૂર રહેતી નથી. આંખે થતાં ફુલાં, ડોળ, વેલ, મોતીઆ, સુવા, આંજણીઓ, પરવાળાં, ઝામરવા, તાપોડીઆં, ખીલ, છારી અને ઝાંખ મટી જાય છે. આંખમાંથી પાણીનું નીકળવું ચીપીઆનું વળવું લોહી અને ગરમીનું ચઢવું બંધ થાય છે; દુઃખવા આવેલી આંખો મટી જાય છે. સવા તોલાની શાશીનો રૂપીઓ એક પેકીંગ પોષ્ટેજ મંગાવનારને શીર.

## કેશ કલપ.

આ કેશ કલપ લગાડવાથી વાળ અસલ જેવા કાળા થાય છે. ચામડીને કાળો ડાઘ પડતો નથી ચામડી ખરાબ થતી નથી વાળ ખરી જતા નથી પચીશ તોલા કલપથી ભરેલ એક ડબાના બાર આના પેકીંગ વિગેરે મંગાવનારને શીર છે.

અમારા કારખાનામાં ધાતુપુષ્ટીની સંજીવનની ગોળીઓ ઉધરસની ગોળીઓ, કંઠ સુધારવાની ગોળીઓ: તાવની ગોળીઓ, બરોલની ગોળીઓ, ખસનો મલમ. દાંતનું મંજન, સફેદ સુરમો, પીળો સુરમો, બ્લ્યુબ્લેક શાહિનાં પીકાં અને કપડા ઉપર લખવાની શાહિ વિગેરે બને છે. તથા વેચાય છે, વળી સાબુ જરમન સીલવરનાં ઘરેણાં ચોપડીઓ સુતીઓ જે જોઇએ તે મંગાવનારને કીફાયતથી મોકલાવીશુ મોટાં શહેરોમાં ફેરી કરીને વેચનાર હુશીયાર માણસોની જરૂર છે. માટે રૂબરૂ મળવું

તમામ દર્દીઓને સલાહ મફત આપવામાં આવે છે, અમારી સાથેના પત્ર વ્યવહાર પ્રસંગે અર્ધા આનાની ટીકીટ મોકલાવવી એજંટો જોઇએ છીએ.

બનાવનાર તથા વેચનાર

**શાહ નારાયણજી અમરશી** વઢવાણ શહેર–કાઠિયાવાડ.

# ડીટેકટીવ અમરસીંહ

યાને

# ભૂતનો ભાઇબંધ.

## પ્રકરણ ૧ લું.

### ખુનીનો ખુલ્લો પત્ર.




ક્ષા કરો ! રક્ષા કરો ! ખુન ! ખુન !

એક તેર વર્ષની બાલીકા એ પ્રમાણે સભય હૃદયે પોકાર પાડતી, ભયથી થરથર કાંપતી પોતાના કાકા સુર્યરામના પલંગ આગળ આવી પડી સુર્યરામ એ સમયે પોતાના પલંગપર સ્વસ્થ નિંદ્રામાં સુતેલો હતો. તે ભયસુચક સ્વરથી એકાએક જાગી ઉઠયો.

રાત્રીના અગીયાર વાગવાનો સમય થવા આવ્યો હતો, એકાએક પોતાની ભ્રાતૃપુત્રી કમળાલક્ષ્મીને એ પ્રમાણે ભયગ્રસીત તથા કંપતી પોતાની બાજુમાં પડેલી જોઇને અતિશય વિસ્મય પામ્યો.

કેટલોક સમય એવી વિસ્મીતતા વ્યતીત થઇ, આખરે સુર્યરામે ભયગ્રસ્ત સ્વરે પુછયું. કમળા ! કમળા ! શું છે ? શું છે ? કોનાથી રક્ષણ કરૂં ?

ભયસુચક તીરછી નજરે પોતાની પાછળ નિહાળતાં એને કમળાલક્ષ્મીએ કહ્યું, એનાથી ! એનાથી ! આ રહ્યું ! ! હવે કાંઇ દેખાતુ નથી ! ! ! સુર્યરામનું મસ્તક એ સાંભળી ભયથી થરથર કંપવા લાગ્યું, તેણે મોટેથી બુમ પાડી કહ્યું, શું છે ? કયાં છે ? અહીં કેમ કોઇ દેખાતું નથી ! શું બન્યુ છે તે ખુલ્લે ખુલ્લુ કહે.

કાકા ! શું તે બેનનું ખુન થયું છે ? ખુન થયું છે ? અને તે ભુતપીશાચને હાથે થયું છે. પણ તે દેખાતુ નથી ! કમળાએ કંપીત સ્વરે કહ્યું.

ખુન ! મારી વ્હાલી પુત્રી નંદીનીનુ ખુન ! પીશાચે કર્યું ? ભુતે ! સુર્યરામ એવી રીતે બોલતાં બોલતાં ભયનો માર્યો પૃથ્વીપર પડી ગયો, અને કમળા પણ ભયથી ચીસ પાડી પલંગપરથી નીચે કુદી પડી.

કમળા ઉર્ધ્વશ્વાસે ત્યાંથી ચાલી નીકળી. તે અતિશય ભયભિત બનેલી જણાતી હતી, તે જે તરફ નંદીનીનું શયનગૃહ હતું તેજ તરફ ચાલી, તેના પલંગ તરફ જોતાંજ તેણે ભયસુચક કારમી બરાડ પાડી અને એકદમ ચૈતન્ય શુન્ય બની ગઇ, ભાન વગરની એ બાળાથી મુખથી કાંઇ નહિ બોલી શકાવાથી નિષ્પલક નેત્રે આમતેમ દોડવા લાગી, કેટલીકવારે તેને ચેતન આવ્યું, તેણે પોતાની પાછળ ફરી જોયું તો પોતાના કાકા સુર્યરામને પોતાની પાછળ અશ્રુમીશ્રવદને ઉભેલો જોયો.

સુર્યરામે કેટલીકવારે પોતાનાં નેત્ર ખોલ્યાં, પરંતુ આ અત્યંત ભયંકર હૃદયભેદક અને ખુની દેખાવ જોઇ તેનું હૃદય અત્યંત પ્રજળતું રહ્યું.

તે રોષમય નેત્રે પલંગ સમીપ પહોંચ્યો, અને મૃતપુત્રીના સ્નેહમય મુખકમળ પ્રતિ ધારી ધારીને જોવા લાગ્યો. જોતાં જોતાં વારંવાર ચમકવા લાગ્યો, અને એકાએક બોલી ઉઠયો. આ શું ! આ શું ! ! કેવી તવાઇ !!! માથાવિનાનું ધડ ! ! ! હત્યા કરનાર ઘાતકીઓ શું મસ્તકને પણ ઉપાડી ગયા છે ? કેટલીકવારે વિચારી વિચારી તે બોલ્યો. "નીશ્ચય ! નીશ્ચય ! સુર્યરામ શોક ઉદ્દીપ્તરોષથી અત્યંત પીગળ્યો, પરંતુ તેણે પોતાના અસહ્ય ક્રોધાનળને તરતજ હૃદયની અંદર સમાવી દીધો; અને શું કરવું તેના સંબંધમાં વીચાર કરવા લાગ્યો; ચીંતા કરતાં કરતાં તેણે તે મસ્તક વીનાના

ધડ તરફ એકવાર ફરીથી પોતાની દ્રષ્ટી ફેરવી, તતક્ષણ તેણે નંદીનીના મસ્તક વીનાના ધડપર પેહેરેલા વસ્ત્રને છેડે કાંઇક બાંધેલું જોયું, તે તપાસવા માટે ઉત્કટ ઇચ્છા થઇ, તેણે તે છોડી જોયુ, તો પોતાના શીરનામાનો બીડીને લખેલો એક પત્ર તેની નજરે પડ્યો; એક ક્ષણ પણ વીલંબ નહી કરતાં તેણે તે પત્ર ખોલ્યો, અને વાંચવા માંડ્યો !

**નંદીનીના વિરહથી દગ્ધ થતા સુર્ય સુર્યરામ !**

તારૂ આયુષ્ય હવે આજથી અઢાર દીવસ પર્યંતનું છે, તારી પ્રીય પુત્રીનો શોક તું વીસરી નહીં જાય તેટલામાંજ તારી પ્રાણપ્રીય પત્નીનો શોક કરવાનો તારે સમય આવશે. મેં ધાર્યું હોત તો આજેજ તારો પ્રાણ લઇ શકત ! પરંતુ એક શુદ્ધ અને ઉત્તમ બાહાદુરીનો પરીચય મેળવવાની ખાતર મેં તેમ કર્યું નથી. મારા જાણવામાં આવ્યું છે કે વર્ત્તમાન સમયમાં પ્રખ્યાતી પામેલો ડીટેકટીવ અમરસીંહ તારો પરમ મીત્ર છે; અને તેણેજ આ તારાપર વીપત્તીપર વીપત્તી આણી છે. હું જોઉં છું કે તે પોતાના મીત્રની પુત્રીના ખુન કરનારને કેવી રીતે ગીરફતાર કરી શકે છે ? હું માનુંછું કે ખરેખર તે આ કાર્યમાં નીષ્ફળ નીવડશેજ ! આજથી અઢારમા દીવસની રાત્રે તારૂ મસ્તક તારા ધડપરથી જુદુ કરી લઈ જઇશ ! અને તારા મીત્ર ચુડામણી અમરસીંહને એ પ્રીતીના ઉપહાર તરીકે અર્પણ કરીશ ! હવે અઢાર દીવસનુંજ માત્ર તારૂં આયુષ્ય છે ! માટે સાવધાન રેહેજે !! ઇતિ. સંવત ૧૭૦૭ ના ચૈત્ર વદી ૫ ને રવીવારની રાત્રે સાડા દસ વાગતાં.

તારી પુત્રીનુ ખુન કરનાર

**શ્રીયુત જાલમસીંહ ઝાલા.**

ઠે૦ અનર્થપુર.

ખુનીની સતેજ કલમથી લખાયલા પત્રને વાંચતાં વાંચતાં અને ભવિષ્યમાં આવનારા ભયનું સ્મર્ણ થતાં સુર્યરામનુ મસ્તક થરથર કંપવા લાગ્યું, તેણે નીઃસ્તેજ વદને પોતાની પાદાંગુલી પ્રતી કેટલીક ક્ષણ સુધી નીહાળ્યા કર્યું; અને એક વખત માત્ર ઉર્ધ્વ શ્વાસ ખેંચી તેનો ત્યાગ કર્યો,

અને કમળાને કહ્યું. કમળા ! કમળા ? ચમકીશ નહીં ! બીહીશ નહીં ! આ કાર્ય નિતિની વિરૂદ્ધ બનેલું છે. હવે શોક કરવો વૃથા છે."

કાકા ! નંદીનીનું ખુન કરનાર ખુની પકડાશે નહીં ?

બ્હેન ? બનતો પ્રયાસ કરીશું. પરંતુ હાલતો તું તારી કાકીમા પાસે જા, અને હું પણ જાઉંછું. શોકાનલ ત્યાગ કરતાં શાંત સ્વરે સુર્યરામે કહ્યું.

કમળા એ સાંભળી બનતી ત્વરાએ ચાલી ગઇ અને સુર્યરામ પણ તાળુ વાસી પોતાની બેઠક તરફ ગયો.

સુર્યરામનો ભાઇ રમાકાન્ત તે વખત દીવાનખાનામાં નિંદ્રાગ્રસ્ત હતો. જેથી સુર્યરામે બેઠકખાનાના દરવાજા જોરથી ધકેલી તેને ભરનિંદ્રામાંથી જગાડ્યો.

રમાકાન્ત આંખો ચોળતો ચોળતો ઉઠી બેઠો થયો, પોતાના સમીપ પોતાના મોટા ભાઇને આવેલા જોઇને વિસ્મીત થયો; અને ભયગ્રસ્ત સ્વરે, જીજ્ઞાસા પુર્વક પુછવા લાગ્યો. શું છે ? મુરબ્બી ! આટલી મોડી રાત્રે એકલા કેમ આવવું થયું ?

સુર્યરામે રમાકાન્તને બનેલી સર્વ હકીકત કહી બતાવી, રમાકાન્ત વીસ્મયતા પામ્યો, અને ભયથી ભડકી ઉઠ્યો.

" શાંત રહે ! ગરબડ કરીશ નહીં ! ! તને બુદ્ધીમાન અને વીચિક્ષણ સમજીને એક ગુપ્ત કામનો ભાર તારાપર મુકું છું " સુર્યરામે રમાકાન્તને કંપીત સ્વરે કહ્યું.

" મારે શું કામ કરવાનું છે ? " આશ્ચર્યમુદ્રીત રમાકાન્તે પુછ્યું.

" અત્યારેને અત્યારે તમારે એક સ્થળે બહાર જવાનું છે. " સુર્યરામે કહ્યું.

" કયાં ?

" અમરસીંહજી ડીટેકટીવને ત્યાં " સુર્યરામે રમાકાન્તના કાનમાં ધીરેથી સુચવ્યું.

"જઇશ"। અત્યંત ઉત્સુકતાથી રમાકાન્તે કહ્યું.

"હું તને પત્ર લખી આપત, પરંતુ પત્ર લખવાની મારામાં બીલકુલ શકતી નથી, બનેલો બનાવ નજર સમક્ષ તરતો હોવાથી મારૂ ચીત્ત ચગડોળ ચડ્યું છે, માટે તું તેમને બહુ કરી મારા નમસ્કાર કેહેજે, અને મારા પર આવેલા દુઃખના દાવાનલની વાર્તાથી તેમને સર્વ રીતે વાકેફ કરજે" સુર્યરામે સુચવ્યું.

"શું તેઓ અત્યારે રાત્રેજ અહીં આવશે?" રમાકાન્તે પોતાના મોટા ભાઇના તરફ એકાગ્ર દ્રષ્ટી રાખી પુછ્યું.

"કેમ કહી શકાય? પરંતુ તેને જેમ ઠીક લાગશે તેમ કરશે, પણ તું તેને અહીં આવવા માટે અત્યાગ્રહ કરીશ નહીં"

"અન્ય કાંઇ આજ્ઞા?" રમાકાન્તે નમ્રતા પુર્વક પુછ્યું "કાંઈ નહીં જાઓ"

રમાકાન્ત જવા માટે તૈયાર થયો, સુર્યરામે તેને જતાં જતાં કહ્યું.

"ભાઇ ઘણીજ સંભાળ પુર્વક જજો." રમાકાન્ત કાંઈ પણ નહીં બોલતાં પોતાના સુરબ્બીને નમન કરી ચાલ્યો ગયો.



# પ્રકરણ ૨ જું.

## ડીટેક્ટીવ કે બહુરૂપી ?



રમાકાન્તના ગયા પછી સુર્યરામ ધીરે ધીરે પોતાના પુષ્પોદ્યાનની પાછળ થઇને અંદરના ગૃહ તરફ ચાલવા લાગ્યો, કેટલેક દુર ગયો એટલામાં પોતાની પાછળની બાજુએ એક અમાનુસીક કાર્ય થતુ તેણે અવલોકયું, કોઇકે અતિશય જોરથી તાળી વગાડી અટ્ટહાસ્ય કર્યું, જેના ગર્જનથી આજુબાજુ પ્રકમ્પીત થવા લાગી.

સુર્યરામે વિસ્મીત નેત્રે પાછળની બાજુએ નજર કરી, કાંઇ પણ જોવામાં આવ્યું નહીં; તેથી મનમાં અતિશય સંશય ઉત્પન્ન થયો, બનેલી ધટનાનો હૃદયમાં વિચાર વધુ વાર નહીં કરતાં તે સામે મોઢે ભયભીત હૃદયે પોતાના માર્ગ તરફ ઉતાવળે પગલે ફરીવાર જવા લાગ્યો, આશરે દસેક પગલાં ભર્યાં એટલામાં તો "આ બાજુએ, આ બાજુએ." એ શબ્દોની સાથે ફરીથી તાળી વાગી, અને પાછું ત્યાં પુર્વવત્ હાસ્ય થતું સંભળાયું, સુર્યરામ ભયનો માર્યો તદ્દન ભાન ભુલી ગયો, તે પૃથ્વીપર પડતાં પડતાં સદ્ભાગ્યે બચી ગયો ! તેનું સર્વાંગ કંપી ઉઠ્યું ! અતીશય અંધકારમય આકાશ તરફ તેણે એકવાર પોતાનાં ચક્ષુ ફેરવ્યાં, પરંતુ ચારે તરફ અંધકાર શિવાય કાંઇપણ અવલોકયું નહીં. મનમાં એકાએક વીચાર ઉત્પન્ન થયો, આવેલા વીચારનો વીચાર કરે એટલામાંતો ભયાનક વીચીત્ર વેષધારી મુર્ત્તિ ધીમેધીમે પગલે તેની સમીપ આવતી તેના જોવામાં આવી. અતીશય ભયના માર્યા પોતાનાં બન્ને નેત્રો બંધ કરી દીધાં, અચેતનતાથી બંધ ચક્ષુએ ઘડીથી વધુ વખત સુધી તેણે ડોલ્યા કર્યું; કાંઇક ભય ઓછો થયો. હવે ભય નથી એમ લાગ્યું; આંખો ઉઘાડવાની હીંમત આવી, સાહસ ધારણ કરી, તેણે પાછળ જોયું તો અત્યંત ભયંકર મુરતી તેની સામે

આવતી જણાઇ; તેના બન્ને હસ્તો અત્યંત મોહોટા હતા, એ ભયાનક મુર્તીએ પોતાના હાથમાં કૃપાણ ધારણ કરેલા હતી, એક વખતતો તેને જોતાંજ સુર્યરામનાં નેત્રો સિથીલ થઈ ગયાં, છતાં તે સતેજ થયો. ભયંકર કાળના મુખમાં આવી પડેલો જાણી તેણે સાહસ ખેડવાનો દ્રઢ સંકલ્પ અને ધૈર્ય ધારણ કર્યું, સામે આવતી ભયંકર મુર્તીને કહ્યું "શા માટે તું મારા સામે દોડી આવે છે? જા તારા માર્ગે ગતી કર્ય, નહિ તો હમણાંજ તારો કાળ લાવીશ.

શું તું મને કાળના મુખમાં મુકશે? આ શબ્દો તારેજ મોઢે સાંભળું છું" ભયંકર વેષધારી મુર્તીએ કઠોર સ્વરે પૂછ્યું.

"દુષ્ટબુદ્ધી! જે દુષ્ટ અભિપ્રાયે તું આ સ્થળે આવ્યો છે તે તે શું સિદ્ધિએ જશે એમ સમજે છે?" સુર્યરામે કહ્યું.

"હા! હા! તારાથી બને તે કરી લે"

"હું તારો નાશ કરીશ!".

"મારો! મારો? મુર્ખ? વીચાર કરીને બોલ."

એ પ્રમાણે વાત ચાલતી હતી, તેવામાં એક "ગુડુમ" કરતો પીસ્તોલનો અવાજ થયો, જેથી સુર્યરામ એકદમ પૃથ્વીપર બેભાન થઇને પડ્યો. કેટલેક દુર ઉભેલો સુર્યરામનો ભાઇ રમાકાન્ત એકાએક પાસે દોડી આવ્યો, અને ગભરાયલા વદને કહેવા લાગ્યો "ભાઇ? આ શું કર્યું? ભાઇની હત્યા?"

રમાકાન્તને પ્રત્યુતરમાં ખડખડાટ હસવા સિવાયનો શબ્દ મળ્યો નહિ, રમાકાન્ત ઉતાવળે પગે પોતાના ભાઇ સુર્યરામ પાસે આવ્યો અને તેના મુખ કમળ તરફ નીહાળવા લાગ્યો. કેટલીકવારે તેને જણાયું કે પોતાના ભાઇની ઘાત થઇ નથી, જેથી તેને જાગ્રત કરવાના ઉપાય રમાકાન્ત યોજવા લાગ્યો; સુર્યરામમાં ચૈતન્ય આવવા લાગ્યું, તેણે પોતાની આંખો ઉઘાડી જોયું, તો પોતાનો નાનો ભાઇ પોતાની સમીપમાં બેઠેલો દીઠો. તેણે પુછ્યું "કોણ રમાકાન્ત?"

"હા ? રમાકાન્તે અત્યંત નમ્રતાપુર્વક જવાબ આપ્યો.

સુર્યરામ ઉઠી બેઠો થયો, પરંતુ પુર્વવત્ તેણે તે ભયંકર મુર્ત્તિને પોતાની સામે ઉભેલી જોઇ; જેથી ગદ્દગદીત અને ભય મિશ્રિત સ્વરે તેણે રમાકાન્તને પુછયું "રમાકાન્ત આ ભયંકર દુષ્ટ મુરતી કોણ છે ?"

રમાકાન્તે કાંઇ પણ ઉત્તર આપ્યો નહિ, તે શાંતપણે ચુપ થઇ બેસી રહ્યો. સુર્યરામને તેથી અત્યંત ક્રોધ ઉત્પન્ન થયો, તેણે ક્રોધીત સ્વરે રમાકાન્તને કહ્યું. "રમાકાન્ત ? શું તારી બુદ્ધિ પણ ભ્રષ્ટ થઇ છે ? કે તું શત્રુ પક્ષમાં ભેળાયો છે ?

સામે ઉભેલી ભયંકર મુરતીએ હસતાં હસતાં પ્રત્યુત્તર આપ્યો, "નક્કી ? સુર્યરામ હું તમારો પરમ શત્રુ છું, અને એ મારા પક્ષમાં છે ! અમો તમારા કેવા શત્રુ છીયે તે એક બખત આંખો ઉઘાડી જુઓ.

તરતજ તે ભયંકર મુરતિ અદ્રસ્ય થઇ ગઇ, ભયંકર મુર્તિને બદલે એક કલ્યાણમયી વેષધારી યુવકની મુરતિ સમીપમાં દેખાઇ, તેણે હસતાં હસતાં સુર્યરામને કહ્યું "માહાશય ? આપ આપના પરમ શત્રુને ઓળખો છો ?"

સુર્યરામના મુખમાંથી એક પણ શબ્દ નિકળી શકયો નહિ, તે કેટલીકવાર પર્યંત તે યુવકના મુખ સામે દ્રષ્ટીપાત કરી રહ્યો, અને બોલ્યો. "આપને ધન્ય છે! આપેજ એ સ્વાંગ ધારણ કર્યો હતો શું ? આપને એ વેષમાં હું સહજ પણ ઓળખી શકયો નહોતો".

મિત્રવર્ય ! એક વખત આપ આપના મિત્ર અમરને એ અવિનયી કાર્ય માટે ક્ષમાદાન આપો".

"અમરસિંહ ? આપેજ અમને ક્ષમા કરવાની છે, અમારે માટે આપને આ મહા ઘોર રાત્રીના સમયે અત્રે આવવાનો શ્રમ ઉઠાવવો પડયોછે."

"એમાં કાંઈ વિશેષ કર્યું નથી ! હું આપનાજ કાર્યે અત્રે આવ્યો છું, એમ કાંઈ નથી, પણ મારૂં કર્તવ્ય કર્મ બજાવવાનું છે, તે કરવા આવ્યો છું. આપણે હવે વ્યર્થ સમય વ્યતીત કરવો ઉચ્ચીત નથી, માટે ચાલો; મને ખુનની જગા બતાવો.

સુર્યરામનાં બન્ને નેત્રોમાં એ શબ્દો સાંભળી પ્રબળ અશ્રુ પ્રવાહ વહેવા લાગ્યો, અને તે ચોધારે ભુમીપર પડવા લાગ્યાં.

અમરસિંહ સુર્યરામને થતો શોચ અને પડતા અશ્રુ પ્રવાહને લીધે દુઃખીત થયો. ડીટેક્ટીવોનું હૃદય પાષાણવત્ કઠીણ હોવાથી તેના અંતરમાં વધુવાર તે દશા અસર કરી શકી નહી, તોપણ પોતાના બંધુ સમાન મીત્ર સંબંધને લીધે કીંચીત્ શોક અને દયાની લાગણી છવાઈ. તેણે સુર્યરામને કહ્યું.

" સુર્યરામ ? ગત વિષયનો શોચ કરવો, અને વારંવાર તેનું સ્મરણ કરી દુઃખી થવું, એ તમારા જેવાને યોગ્ય નથી. ખુની તેના ખુની કર્તવ્યની શીક્ષા જલદી પામે તેવા ચાંપતા ઉપાયો લઇશું, હાલ તો ચાલો." એ પ્રમાણે કહી ત્રણે જણા આગળ રમાકાન્ત, મધ્યે સુર્યરામ અને સહુથી પાછળ અમરસિંહ ડીટેક્ટીવ એમ ત્રણેયે ચાલવા માંડ્યું.

અમરસિંહે ચાલતાં ચાલતાં આગળ પાછળ અને ચારે તરફ, તથા ઊંચે અને ભુમી પ્રત્યે જોવાની પોતાની તપાસ શરૂ કરી. આશરે પંદર મીનીટની અંદર ત્રણે જણા અંદરના દીવાનખાનાના નજીક આવી પહોંચ્યા, દ્વાર ઉઘાડી અંદર ગયા. નજીકજ નલીનીના શયનગૃહનો ઓરડો હતો. આપણે, જેને ખુનની જગો ( હત્યા ગૃહ ) કહીયે છીયે, તે તેજ સ્થળ હતું. સુર્યરામ પાસે તે ઓરડાની ચાવી હતી, તેથી તરતજ તેણે બારણાં ઉઘાડ્યાં. ઓરડામાં ચારે તરફ અંધકાર છવાઈ ગયેલું હતું. પહેલાં જે વખતે સુર્યરામે કમળા કુમારી તરફથી એ ભયસુચક સમાચાર સાંભળ્યા હતા, તે સમયે તે અંદર આવ્યો હતો. તે વખતે દીવાનું પુરતું અજવાળું હતું. હાલ તે દીવો શાંત થયેલો હતો, સુર્યરામ પ્રકાશ કરવા માટે આમતેમ ફાંફાં મારવા લાગ્યો, અને આખરે, રમાકાંતનેજ દીવો લઇ આવવા તેણે સુચવ્યું.

એકાએક ચારે તરફ અજવાળું થઈ ગયું ! સુર્યરામ અને રમાકાંત વિસ્મય થઇ ગયા. ડીટેક્ટીવ અમરસીંહે તેમને ભયથી વિસ્મીત જોઇ હસતાં હસતાં કહ્યું. " સુર્યરામ ગભરાઓ છો કેમ ! આપને આવશ્યકીય દરેક ચીજ હું અહીં પુરી પાડી શકું તેમ છું."

" સત્ય છે ! સુર્યરામે કહ્યું.

તરતજ અમરસીંહે પોતાનું ગુપ્ત (ચોર) ક્ષાનસ સતેજ કર્યું, અને અંદરની બાજુએ પ્રવેશ કર્યો. સુર્યરામ અને રમાકાંત પણ તેની પાછળ પાછળ અંદર ગયા. અમરસિંહ પ્રથમતો ઓરડાની ચારે તરફની દીવાલો અને ખુણાખોસરાઓને અતીશય કાળજીપુર્વક જોવા લાગ્યો, જે પલંગ ઉપર માથા વિનાનું ધડ પડેલું હતું, તે તરફ નજર કરતાંવારજ શોકાન્વીત કંઠે અમરસિંહને સુર્યરામ કહેવા લાગ્યો. માહાશય ! આપ એ દીવાલો તરફ શું જુઓ છો ! ત્યાં શું જોવાનું છે ? અમરસિંહે તેના તે બોલવાપર કાંઇપણ લક્ષ આપ્યું નહી, પરંતુ અત્યંત તીક્ષ્ણ દૃષ્ટિએ અને એકાગ્ર ચીત્તે ફરી ફરી તે દીવાલોના તરફ તથા ખુણાઓમાં ગોઠવેલાં ટેબલો તરફ નજર કરવા લાગ્યો. આ પ્રમાણે અમરસિંહને બહુવાર સુધી વિચાર કરતો અને તીક્ષ્ણ દૃષ્ટિએ વારંવાર વીલોકતો નીહાળી સુર્યરામને ક્રોધ ઉત્પન્ન થઇ આવ્યો, તેણે આવેશમાં આવી કહ્યું. મહાશય ! આપ એ શું કરો છો ! તમો અમારી વાત સાંભળો અને લાશને તપાસી તેની પરીક્ષા કરો, લાશના વસ્ત્રના છેડે આ એક ચીઠ્ઠી બાંધેલી છે તે તપાસી તથા તે વાંચી ખુનીની તપાસ કરો. દીવાલો કે ખુણાઓમાં પડેલાં ટેબલપર તપાસવાથી શું લાભ થવાનો છે, કે પત્તો મળવાનો છે ?

એ શબ્દો સાંભળી અમરસીંહ સુર્યરામની ઉપર ચીડાઇ ગયો તેણે ક્રોધ મીશ્રીત સ્વરે કહ્યું " હાલ તમો કાંઇ બોલશો નહીં હું જે કરૂં છું તે શાંત ચીત્તે જોયા કરો."

સુર્યરામ ચુપ થઈ ગયો, કેટલાક સમય પછી અમરસીંહે એકાગ્ર દૃષ્ટીએ મૃત દેહની પરીક્ષા કરવાનું પોતાના મનપર લીધું, તે ઘડીવાર પર્યંત મૃતદેહ તરફ જોઈ રહ્યો. તરતજ પોતાના ખીસ્સામાંથી એક ચાપુ બહાર કાઢયું અને લાસની એક બાજુપર ચીરો પાડયો. ચીરામાંથી લોહી બહાર નીકળવા લાગ્યું, જેમાંથી પોતાની પાસેના રૂમાલપર એક બીંદુ માત્ર રક્ત લીધું. તેની પરીક્ષા કરી તો જણાયું કે દસકલાક ઉપરાંત ખુન થયેલું છે. કેટલોક સમય વીચાર કર્યા બાદ તેણે સુર્યરામને પુછ્યું. સુર્યરામ ! કેટલા વાગ્યે ખુન થયું તે કહેશો ?

મને મારા ભાઇની દીકરીએ જે સમયે આવીને ખબર આપી, તે સમયે આશરે રાત્રીના અગીઆર વાગ્યાનો સમય હતો.

અમરસીંહે તેનો કાંઇપણ પ્રત્યુત્તર નહીં આપતાં પોતાના ખીસ્સામાંથી ઘડીઆળ કાઢી જોયું તો રાત્રીના બે વાગ્યા હતા. ઘડીઆળ ખીસ્સામાં પાછું નાંખી અમરસીંહે સહાસ્ય વદને કહ્યું " સુર્યરામ ? તમારી પુત્રી જીવતી છે. મારાપર વિશ્વાસ રાખો, જલદીથી તમારી પુત્રીને તમારી પાસે હું લાવી આપીશ !

શું ખરૂં કહો છો ? મારી નલીની જીવતી છે ? સુર્યરામે અતિશય આનંદ પુર્વક અધીરતાથી પુછ્યું.

" હા. જીવે છે ! "

" નલીની જીવતી છે; એમ શા આધારે આપ કહી શકો છો ? "

ખુન થયાને ઘણો વખત વ્યતીત થયો છે, એજ મહાન પ્રમાણ છે ! તમો કહો છો કે આજ રાતરે અગીયાર વાગ્યાના સુમારે ખુન થયેલુ છે, આ મૃત દેહની તપાસ કરતાં મને ચોક્કસ સમજાયું છે કે, મૃતદેહનું ખુન રાતરે અગીયાર વાગે થયેલું નથી, પરંતુ ગઇ કાલે દીવસના બાર વાગ્યાના સુમારે થયેલુ છે.

" ત્યારે આપ એમ કહી શકો છો કે ખુનીએ અન્ય કોઇ બાલીકાનું ખુન કરી આ લાસ અહીં લાવી મુકી છે ? "

" નક્કી ! આપ બારીકીથી તપાસ કરશો તો, તમને તુરતજ સમજાશે કે આ મૃત દેહવાળી બાળીકા કોઈ રીતે તમારી પુત્રી નથી ! ડીટેક્ટીવની ધારણામાં ધુળ નાંખવા માટે અને તેને ખોટે રસ્તે દોરવવા માટેજ કેવળ એ ચતુર ખુનીએ આ પ્રકારની બહાદુરી ભરી કારીગીરી કરી છે ! મેં ઉત્તમ પ્રકારે તેની રક્ત પરિક્ષા કરી છે, તેથી ખુલ્લું માલુમ પડ્યુ છે કે દશ કલાક ઉપરાંત આ બાલીકાનું ખુન થયેલુ છે. "

" ત્યારે શું ફરી મારી નલીને જોવા માટે ભાગ્યશાળી બનીશ ? " પુત્રી પ્રેમમાં પ્રવર્ત થયેલા સુર્યરામે આનંદાશ્રુપુરીત ચક્ષુએ પુછ્યું.

"જો જગદીશ્વરની સ્હાયતા હશે, તો અવસ્ય અલ્પ સમયમાં આપની પ્રીય પુત્રીને જોવા પામશો । પરંતુ હમણાંજ મારે એકાંતમાં કાંઈ તમારી સાથે વાત કરવાની છે અને પુછવાનું છે, જો સ્વસ્થચીત્તે પુછવામાં આવે તેનો ઉત્તર મળશે તો જલદીથી આપના સર્વસ્વ ધન શોધ કરી લાવીશ"

"બહુ સારૂ ત્યારે । વીલંબ કરવાનું કાંઇ પ્રયોજન નથી. ચાલો, આપણે એકાંત ઓરડામાં જઇએ"

"ચાલો ત્યારે"

બંને જણા ખુણાવાળા ઓરડો ત્યાગ કરી બીજા એકાંત ઓરડા તરફ ગયા, રમાકાન્ત પણ ખુન થયેલ છે તે ઓરડાનાં દ્વાર બંધ કરી પોતાના સ્થાન તરફ વીદાય થયો.



# પ્રકરણ ૩ જું.

## આશ્ચર્યજનક અનુમાન.

"કેટલા દીવસ થયાં આપની પ્રથમ સ્ત્રીનું મૃત્યુ થયું છે?"

"સાત વરસ"

"નલીની તે સમયે કેટલા વરસની ઉમ્મરની હતી?"

"છ વરસની"

"ત્યારે નલીનીની ઉમ્મર આજે ઓગણીસ વરસની થઈ હશે ખરી?"

"હા"

"તમોએ બીજી સ્ત્રીને કેટલા દીવસથી ઘેર આણી છે?"

"ત્રણ વરસથી"

"તમે તમારી બીજી સ્ત્રીનું પાણી ગ્રહણ કર્યું, ત્યારે તેની ઉમ્મર કેટલા વરસની હતી?"

"તેર"

"અત્યારે તમારી સ્ત્રીની ઉમ્મર સોળ વરસની થઈ ખરી।"

"હા"

"આપની કન્યાના વીવાહ પછી આપના જામાત્ર પોતાની મેળેજ તમારે ત્યાં વારંવાર આવજાવ કરે છે, કે તમો વારંવાર તેમને આગ્રહ કરીને બોલાવો છો?

"અમેજ તેમને વારંવાર આગ્રહપૂર્વક બોલાવીયે છીયે"

"તમારા જમાઈનું નામ શું? તેમની ઉમ્મર કેટલી છે? તેમનો સ્વભાવ તથા ચરિત્ર કેવું છે?"

"તેમનું નામ શૈલેન્દ્રરાય છે, ચરીત્ર નિર્મળ છે.

"તમારી ભત્રિજી સૌભાગ્યવતી છે કે રાંડેલી ?"

"મીત્ર ! એ કથા ઘણીજ દુઃખદાયક છે, કહી શકાય તેમ નથી, એ હતભાગી બાળા નાની ઉમ્મરમાંજ વીધવા થયેલી છે" સુર્યરામે દીર્ઘ નિઃશ્વાસ મુકતાં કહ્યું.

"તમે તેનું પાલન કરો છો ?"

"હા !"

"આપની સ્ત્રી સાથે આપની ભત્રીજીને કેમ ચાલે છે ?"

"કોઇપણ પ્રકારનો વીખવાદ બન્નેમાં નથી, પરંતુ બંનેમાં ઘણી પ્રીતિ છે."

"આપની ભત્રીજી અને આપની સ્ત્રી બંને સરખી ઉમ્મરનાં છે ?"

"હા. મારી સ્ત્રીની અને મારી ભત્રીજીની ઉમ્મર સરખી છે."

અમરસીંહે ઉંડો નિશ્વાસ મૂકયો.

સુર્યરામ ! આ વખતે તમને એક હું નહિ મનાય તેવી વાત કહેવા માગુ છું, તે ખરી માનવી કે નહિ તે તમારી મરજી ઉપર છે. ક્રોધ કરશો નહિ. હું જે વાત કહેવા માગુ છું તે મનાય તેવી નથીજ ! પરંતુ તમો મારા બંધુ સમાન છો તેથી કહું છું"

"આપ નિઃસંશય રૂપે મને ગમે તે કહો."

"બહુ સારૂ. વારૂ આપની સ્ત્રીનો સ્વભાવ કેવો છે ?"

"તે ઘણીજ પવિત્ર છે, મારી પ્રથમ સ્ત્રી કરતાં પણ તે પતિભક્તિમાં દશ ગણી વધારે પ્રવૃત્ત રહે છે"

"ત્યારે આપને તે પ્રાણ કરતાં અત્યંત પ્રીય લાગતી હશે કેમ ?

"હા !"

"આપની પ્રથમ સ્ત્રીની પુત્રી નલીનીને તે પોતાની પુત્રી સમાન

માને છે, કે તેના તરફ શોક્યની પુત્રી સમાન અવલોક છે ?"

"તેના મનમાં તેવું કાંઇ દેખાતું નથી, મારી નલીની તેને પ્રાણુ સમાન વહાલી લાગે છે. આ દુઃખદાયક ખબર તેને મળતાં તેના હૃદયમાં દુઃખ અને શોકનો સાગર ઉભરાયો છે.

"વાસ્તવીક છે ? તમારા જામાત્ર હમણાંના આપને ત્યાં આવ્યા છે ?

"ના નથી આવ્યા, પરંતુ આવવાની વાત ચાલે છે, તેમણે કાગળ લખી જણાવ્યું છે કે, હું સાત આઠ દિવસમાં આવીશ.

"ત્યારે હજી કેમ આવ્યા નથી ? કાંઇ કારણુ જાણુવામાં છે ?

"જાણવામાં છે ? તેમને તેડવા માણુસ મોકલ્યું હતું, તે માણુસ ગઇ કાલે પાછું આવ્યું છે. જમાઇની તબીયત નરમ છે, માટે આવી શકે તેમ નથી.

"ઠીક હવે કાંઈ પુછવું નથી. એમ કહી અમરસિંહે મૌન ધારણુ કર્યું.

અમરસિંહને મૌન ધારણુ કરેલું જોઇને સુર્યરામે પુછ્યું. શું વિચાર કરો છો ? જે હકીકત આપે પુછી તેમાં એક પણુ આ કામમાં ઉપયોગી થઇ પડે તેવી જણાય છે ? કેમ કાંઈ બોલતા નથી. આ સર્વ વાતો થઇ તેમાંથી આપે કીયો મુદ્દો હાથ ધરી કામ કરવાની અભીલાષા ધારણુ કરી છે ?

અમરસિંહે હાસ્ય વદને કહ્યું. સુર્યરામ ! મારા કાર્યમાં મને આમાંથી એક પ્રકારની સહાયતા મળી છે તેનોજ વિચાર કરૂંછું. આપની પુત્રીને અન્ય સ્થળે ઉપાડી લઇ જઇ અને તેના પલંગમાં તેવાજ રૂપની એક મસ્તક વીનાની લાંશ મુકી નલીનીના મૃત્યુનો વિશ્વાસ બેસાડવા આ ચેષ્ટા કરવામાં આવી છે. એ પ્રમાણેની ઠગાઈ કરવાનું શું પ્રયોજન હશે ? કીયા મહાન લાભની સિદ્ધિના અર્થે આ ભયંકર કર્મ કરવામાં ખુની લોક પ્રવૃત્ત થયાં હશે ? તે કલ્પના પ્રદેશનો સાર હું જોઉં છું ! પરંતુ તે તમને કહી શકતો નથી, કારણુ કે કહેવાથી મારી તમારી વચ્ચેની ગાઢ મૈત્રી તૂટી જશે. મને શત્રુ સમાન સમજશો પણુ એટલુંજ માત્ર આપને જણાવું છું, કે આજથી તમો બહુ સાવચેત રહેજો. તમારૂં ખુન કરવા માટે કેટલાક

ભયાનક લોકો તમારી પાછળ પાછળ ફરે છે.

શું ? ખુનીઓ મારી પાછળ પાછળજ ફરે છે ?

આપ તેમને જોઈ શકો છો ?

હા ! ઘણુંખરૂં જોઇ શકું છું ' !

ત્યારે તેમને કેદ કરતા કેમ નથી ?

હાલ તેમ કરી શકવાનો સમય નથી ?

શું કોઈ અંતરાય કરી શકે તેમ છે ?

હા ? આપ પોતેજ અંતરાય રૂપ છો ?

હું અંતરાય કરીશ ? આપ શું બોલો છો તે હું કાંઇ સમજતો નથી.

હા તમેજ અંતરાય રૂપ છો ?

કોઈ દિવસ પણ નહિ !

ઠીક ત્યારે તમારા ભાઇની પુત્રી કમલાકુમારીને મારે તાબે સોંપોછો?

એવું ભયાનક કાર્ય કેવી રીતે કરી શકું ?

ત્યારે હાલ આપ શાંતિ ધારણ કરો. એ ચાર દિવસમાંજ નહિ માનવા યોગ્ય આશ્ચર્ય યુક્ત રચના બતાવીશ. હાલ તો હું જાઉં છું. લાસને આપ એક પેટીમાં બંધ કરી તેની બહુ સંભાળ રાખજો !

તમે ક્યારે આવશો ?

નકી કહી શકાય નહિ.

અમરસિંહ ઉતાવળે પગલે એકદમ ચાલ્યો ગયો. અને સુર્યરામે પણ અંદરના ઓરડા તરફ પ્રયાણ કર્યું.

અમરસિંહ સુર્યરામનું ઘર ત્યાગ કરી સામેનાજ રસ્તાપર ચાલ્યો, કેટલાક દુર સુધી તેજ રસ્તે ચાલ્યો ગયો, ત્યાર બાદ એક સાંકડી ગલી તરફ તે ચાલ્યો.

આ સમયે પૃથ્વીપર પુર્ણ અંધકાર છવાઇ રહ્યો હતો. ગલીના રસ્તામાં કેટલેક દુર તેણે એક સાધારણ પ્રકાશ જોયો, પણ તે તરતજ બંધ થઇ

ગયો. અમરસિંહ એક બાજુ એક દીવાલ તરફ દોડી ગયો. પાંચેક મિનિટ બાદ ફરીથી પુર્વ તરફ મંદમંદ પ્રકાશ પ્રગટ થવા લાગ્યો, એકજ ક્ષણની અંદર "ધમમમ" કરતો એક પીસ્તોલનો અવાજ છુટયો. અમરસિંહે ઇશ્વરને ધન્યવાદ આપ્યો. પોતાને પુનરજીવન પ્રાપ્ત થયું છે એમ માનવા લાગ્યો. શત્રુ સમુદાય પોતાની પાછળ પડયો છે, એમ તેણે અનુમાન કર્યું.

અમરસિંહે મૃત્યુ ન્યાળનારના જેવો ભય ભીશ્રીત પોકાર કેટલીકવાર સુધી પાડયો, અને બનતી ત્વરાએ એક બાજુએ થઈ પલાયન કરી ગયો, તે એક વૃક્ષની પાછળ સંતાઇ ગયો, કેટલીકવાર પછી જોયું તો પોતાની તે ચીસને અનુસરી સપાટાબંધ દોડતા બે માણસો આવતા તેણે જોયા, અમરસિંહ તેમને જોઇને મનમાં હસવા લાગ્યો, અને મનમાંને મનમાંજ કહેવા લાગ્યો કે દુષ્ટ બુદ્ધિ ધારણ કરનારા દુર્જનો મારી ચાતુર્યતાનો ભેદ પામી શકયા નથી. તે બંને માણસો પોતાના ઓળખીતા હતા, પ્રતીસ્પરધી મતીવાળા અમરસિંહે તરતજ મોટેથી સાંકેતિક સીટી મારી, તે સાંભળી બન્ને માણસો તાત્કાળીક ત્યાંથી મુકરર જગો તરફ ચાલ્યા ગયા.

"આ એજ શબ્દ!" એ બન્ને માણસોએ દૃઢ નિશ્ચય કર્યો. આ પ્રકારનો સાંકેતીક શબ્દ કોઇપક્ષી માણસનો નહિ, પરંતુ સ્વપક્ષીજ છે! માથા ઉપર કાંઇપણ વિપત્તિ આવી પડી છે, એમ તે અમોને જણાવે છે.

હવે અહિંથી જલદીથી ચાલ્યું જવું એમ નિશ્ચય કરી એક માણસ બીજાને કહેવા લાગ્યો "કેમ ભાઇ! સમજાયું કે? ઠીક પાછળ લાગ્યા છીએ. હવે આપણે જલદી નાશી જવું જોઇએ." તરતજ તેઓ બન્ને જણા ઉતાવળે પગે ચાલવા લાગ્યા, રસ્તાની જે બાજુએ વૃક્ષના અંધારામાં અમરસિંહ દોડયો હતો તે બાજુએ એક માણસ ઉતાવળે તેની પાછળ પાછળ જતો હતો, અમરસિંહે પાછા ફરી છલંગ મારી તેના કંઠ પ્રદેશને બન્ને હસ્તવડે જોરથી દબાવ્યો; અતિશય દબાવાથી તે બેભાન થઇ પૃથ્વી-પર પડયો.

અમરસિંહે તેને છોડી બન્ને હાથે તેનો જમણો હાથ મજબુત રીતે પકડયો.

તે હતભાગ્ય મનુષ્ય એકદમ યંત્રની માફક બરાડા પાડી ઉઠયો. ચૂપ!

બોલ્ય નહિ, નહિ તો અમરસિંહે તેને ક્રોધ મીશ્રીત સ્વરે કહ્યુ ચુપ? બુમ તો પાડીશ તો થપાટ મારી દેહથી પ્રાણ જુદા કરીશ.

મારૂં રક્ષણ કરો! તમારે શરણે છું. હાથ જોડી નીચે પડેલા મનુસ્યે કહ્યું.

સત્ય વાત કહીશ તોજ તારૂં રક્ષણ કરીશ!

સત્ય બોલીશ જુઠું બોલીશ નહિ.

ત્યારે બોલ તેં આટલી રાત્રે કોનાપર પીસ્તોલ છોડી હતી?

એક માણુસને મારવા માટે.

કીયા માણુસને મારવા માટે?

તેનું નામ જાણુતો નથી.

ઠીક! નામ આપે છે કે નહિ? અમરસિંહે તેના માથા તરફ પોતાની પીસ્તોલ ધરી.

નામ બતાવું છું, બતાવું છું મને મારશો નહિ. અતિશય ભય યુક્ત વદને તેણે બરાડ પાડી.

બોલ્ય ત્યારે કોનાપર ગોળી તાકી હતી?

સત્ય બોલું તો આપ મહાશય મને જીવતદાન આપી છોડી દેશો?

છોડી દઇશ.

તેનું નામ અમરસિંહજી છે, તે એક મહાન પાકો ડીટેકટીવ છે; તેને મારવા માટેજ ગોળી છોડવામાં આવી હતી.

ઠીક! ગોળીથી અમરસિંહ મરી ગયો છે?

તે જણાયું નથી. મરી ગયો કે બચ્યો છે તેનો તપાસ કરવાનો હતો એટલામાં એક સાંકેતિક ભયસુચક શબ્દ સાંભળવામાં આવતાં અમો નાસી જતા હતા, તેવામાં આપના હસ્તે આ વિપત્તિમાં આવી પડયો છું.

ઠીક! તેની હત્યા કરવાનું શું કારણ હતું?

અન્ય કાંઇ નહિ? મહાશય પૈસા મેળવવાની લાલચેજ.

પૈસાના લોભેજ માણસની હત્યા કરવા તૈયાર થયો છું ? તને કોણે તેમ કરવાનું કહ્યું હતુ ?

માફ કરો ? ઉગારો. તે નામ મારા પ્રાણ જતાં સુધી આપી શકીશ નહિ.

નહિ આપે ? લે ત્યારે તારા પ્રાણદાતાને સંભાર્ય. અમરસિંહે પોતાના હાથમાંની પીસ્તોલ તેના માથા તરફ ધરી.

જીવવાની ઇચ્છા કોઇથી ત્યાગ કરી શકાતી નથી, તેથી તેણે અત્યંત વ્યાકુલ સ્વરે કહ્યું. બોલું છું બોલું છું, મહાશય બોલું છું.

બોલ ત્યારે ? વાર કરીશ કે ખોટું બોલીશ તો હમણાં પ્રાણ જશે.

સરવે સત્ય વાતો કહુ છું ! સાંભળો ! હું અમરસિંહની હત્યા કરવા આવ્યો નથી, પરંતુ મારીજ હત્યા કરવા આવ્યો છું ! એક સ્ત્રીએ મને મોકલ્યો છે, તે સ્ત્રીનું નામ મોહીની છે.

તેને કોણે હત્યા કરવાનો ઉપદેશ કર્યો છે ?

સુર્યરામની ભત્રીજી કમળાકુમારીએ.

કમળાકુમારીની સાથે મોહીનીને કેવો સંબંધ છે ?

તે હું જાણતો નથી. જે જાણતો હતો તે આપને કહ્યું, હવે દયા કરીને જીવતો મુકો.

જીવતો મુકીશ, પરંતુ ખરી વાત કહે કે મોહીની કયાં રહે છે ?

ગામની બહાર ઉત્તર દીશાએ એક પુર્ણકુટીમાં.

આજે તે બાજુએ આ આવવાની છે ?

હા આવનાર છે,

હવે કાંઇ તને પુછવું નથી.

" ત્યારે આપ હાથ છોડી દો કે ચાલ્યો જાઉં "

" એમ છોડીશ નહીં! કાંઇક નીશાનીનું ચિન્હ કરી તને છોડીશ ! તારો એક હાથ તથા એક પગ ભાગી તને જવા દઇશ "

અત્યંત ભયથી કંપીત સ્વરે તેણે કહ્યું. હેં ! આપ આ શું બોલો છો?

આપને અત્યંત સારા માણસ સમજી વિશ્વાસ રાખ્યો, સર્વે નિવેદન કર્યું છતાં આપ કહો છો કે હાથ કે પગ ભાગી જવા દઇશ, એ શું સારા માણસનો આચાર વિચાર છે ? ”

અમરસીંહે શાંત ચીતે કહ્યું “ મુર્ખ ! શું અમે સારા માણસો ? જો અમે સારા માણસો હોઇએ તો તારા જેવા દુષ્ટપાજીને પકડીએ કેમ ? અગર રાત્રે ગલીએ ગલીએ ભટકીએ કેમ ? અમે લુચ્ચા, ચોર, અને ગુપ્ત બદમાસ માણસ છીએ.”

ત્યારે શુ તમો મને જખમી કરશો ?

નિશ્ચય ! આ છરી વડે તારા કપાળમાં એક ઈંચ ઉંડો ઘા કરીશ, કેમકે એકાદ બે દિવસમાં મારે તારી જરૂર પડવાની છે નહિ તો જરૂર પડતાં કેવી રીતે તું મળે ? ચાલ્ય કપાળમાં ચીરો પાડવા દે, કે જ્યારે હું ચાહુ ત્યારે તને ઓળખી શકુ.

આપ મને મારૂ મુખ જોઇ ઓળખી શકશો નહિ ?

દુષ્ટ પાજી ? તારો આ કૃત્રિમ વેશ છે; તારા મોઢાપર મુખવટો તથા મેંશ ચોપડેલી હોવાથી તારો અસલ ચહેરો બદલાઇ ગયો છે. અમરસિંહે પોતાના ખીસ્સામાં રહેલું ગુપ્ત ફાનસ બહાર કાઢી પ્રકાશ કર્યો, ને તેના મુખપર ધર્યું. ખરેખરજ તેણે કપટી વેશ ધારણ કરેલો હતો. વધુ વાર નહિ કરતાં એક ધારવાળી છરી બહાર કાઢી તેના લલાટમાં ખોશી દીધી, તરતજ લોહીની ધારા:છુટવા માંડી. અમરસિંહે તેને છોડી દીધો અને ઉતાવળે પગે ચાલ્યો.

એ માણસ પણ છરીના ઝખમથી કેટલોક સમય સુધી બેશુદ્ધ પડી રહ્યો, અને ભાન આવતાં બનતી ત્વરાએ ચાલ્યો ગયો.

અમરસિંહ ત્યાંથી વીદાય થયો, તે સમયે રાત્રી વ્યતીત થઇ જવાનો સમય થયો હતો, પ્રભાતની પ્રભાના પડઘા સંભળાતા હતા, કુકડા આદિ પ્રાત:કાળ સુચીત શબ્દો ઉચ્ચારી રહ્યા હતા, એટલે ઉતાવળે પગલે તે ગ્રહ તરફ ચાલવા લાગ્યો, ને અડધા કલાકમાં પોતાના મકાનપર આવી પહોચ્યો.

પોતે ધારણ કરેલાં વસ્ત્રો ઉતારી નવાં વસ્ત્રો પરિધાન કર્યાં. હસ્તપાદ પ્રક્ષાલન કરી પાસે પડેલા કોચ ઉપર બનેલા બનાવ વિષે તર્ક વીતર્ક કરતો પડ્યો. એકાએક મહાન સંદેહ ઉત્પન્ન થયો, ને વિચારવા લાગ્યો કે—કમળાકુમારીએ શ્યા માટે મોહનીને મારૂં ખુન કરવાનો ઉપદેશ કર્યો હશે? મોહિનીનું મેં શું અનીસ્ટ કર્યું ? અવસ્ય આમાં કાંઇક ગુપ્ત ભેદ છે, અથવા એ માણસને મેં પકડેલો હોવાથી વખતે મને ખોટી વાતો સમજાવી કેમ ના હોય ? ગમે તે હો, અથવા ખરૂં હો કે ખોટું; પણ સત્ય શું છે તે શોધી કહાડવું એ પ્રથમ કર્ત્તવ્ય છે! જોઉ છું! કાંઇ પણ ઉપાય શોધી કાઢું છું! એમ વિચાર કરતો કરતો અત્યંત દીર્ઘ વિચારમાં અને ચિંતામાં ચકચુર બનવા લાગ્યો, કેટલોક સમય એવી રીતે વીચાર કર્યા બાદ, એકાએક તે હાસ્યમય મુદ્રાએ અને પોતાના મનથી સંતેજ કંઠે બોલી ઉઠ્યો ઠીક ? ઠીક! જે ધારણા નક્કી કરી તેજ ઉત્તમ છે! જો તેમ ના હોય તો કમળાકુમારી સાથે મોહિનીનો આ પ્રમાણેનો સંબંધ બંધાવાનું કાંઇ પણ અન્ય કારણ હોય નહિ; આજેજ મારે મોહીનીને મળવું જોઇએ.

એ પ્રમાણે દઢ નિશ્ચય કરી અમરસિંહ પ્રભાતના શીતળ પવનની લહેરોની અનુકુળતાને અવલંબી નીંદ્રીત થઇ ગયો.



# પ્રકરણ ૪ થું.

## જાલમસિંહની જોરાવરી.

આખી રાત્રીનો ઉજાગરો હોવાથી તેને ગાઢ નીંદ્રા આવી ગઇ. બે કલાક પર્યંત તેણે પોતાની આંખ ઉઘાડી નહીં. આશરે આઠેક વાગ્યાનો સમય થયો હતો, તે સમયે તેણે પોતાની આંખ ઉઘાડી. જોયું તો તેના સામેજ એક સારા અને દેખાવડા વેષવાળા મનુષ્યને પોતાની પાસે ઉભેલો તેણે જોયો. તેને સભ્યતા પુર્વક પુછ્યું. " માહાશય ! આપનો નિવાસ ?

" મારો નિવાસ ગણે દુર છે, મારે ગાડીએ જવું છે, પરંતુ કેટલાક કારણને લીધે હું રોકાઇ ગયો છું. અત્રે કોઇપણ આશ્રમ સ્થાન નહીં મળવાથી આપ મહાશયના મકાનપર બે કલાકથી આવેલો છું; ટ્રેનનો સમય થતાં હું જવાનો છું." વેષધારી મનુષ્યે જવાબ આપ્યો.

તેણે પોતાના ઘડીયાળ સામું જોયું તો આઠ વાગી ગયા હતા તેથી આવેલા માણસને ઉદ્દેશીને કહ્યું " આપને કીયી ટ્રેનમાં જવું છે ?"

દસ ને દશ મીનીટે.

બે કલાક પર્યંત આપનો અહીં વાસ કરવાનો વિચાર છે ?

" હા ! વિચાર છે.

આપ એકલા છો કે આપની સાથે કોઈ માણસો છે ?

એકલોજ છું !

એ પ્રમાણે પુછી પોતાના પલંગપરથી તે ઉઠયો, અને આમ તેમ ફરવા લાગ્યો.

આવેલા નવીન વેષધારી યુવકે પાસે પડેલી ખુરસી ખેંચી બેઠક લીધી.

મહાશય ! આપનું નામ શું ? અમરસિંહે પુછ્યું.

મારૂ નામ ? એ પ્રમાણે નવીન વેષધારી મનુષ્યે કહ્યું.

મહાશય ! આપ કેમ હસો છો ?

કેમ હસવું ન આવે ? આપ મને ઓળખી શકતા નથી તેથી હસુંછું. નવીન યુવકે ઉત્તર આપ્યો.

અમરસિંહ તેથી ઘણોજ વિસ્મય પામ્યો વારેવારે યુવકની મુખમુદ્રા પર પોતાની તીક્ષણ દ્રષ્ટી ફેરવી ઓળખવાનો પ્રયત્ન કરવા લાગ્યો.

અમરસિંહને એ પ્રમાણે વારંવાર તિક્ષ્ણ દ્દષ્ટી નિહાળીને વેષધારી યુવક પોતાનું હસવું વીશેષ સમય રોકી શકયો નહિ, તે મોટેથી હસી પડયો.

અમરસિંહને તેથી ઘણોજ ક્રોધ ચઢયો, તેણે ક્રોધ પુર્ણ સ્વરે કહ્યું, આપ શામાટે આ પ્રમાણે મુર્ખતા દરશાવો છો ?

ક્ષમા કરો ! હું મુર્ખતા દર્શાવતો નથી, પરંતુ થોડાજ સમય બાદ આપ મને ભુલી ગયા છો એ જોઇ મને આશ્ચર્ય ઉત્પન્ન થાય છે યુવકે સહાસ્ય વદને પ્રત્યુત્તર આપ્યો.

આપની સાથે મારે ક્યારે અને ક્યાં મુલાકાત થઇ છે ? અમરસિંહે ગર્વીત સ્વરે કહ્યું.

શું બોલો છો ? ક્યાં અને ક્યારે પરિચય થયો છે ? સો વખત અને સો સ્થળે આપની સાથે પરિચય થયો છે. મશ્કરી કરતાં વેષધારી યુવકે કહ્યું.

હું તમોને કોઇ રીતે ઓળખી શકતો નથી, માટે કેવી રીતે આપણું મળવું થયેલું તેનું દ્દષ્ટાંત આપો.

પરીચય રૂપે પરીચય લેવો હોય તો જલદી શસ્ત્ર ધારણ કરી આત્મરક્ષણ કરવા માટે તૈયાર થઇ જા હું તારો પરમ શત્રુ છું.

વેષધારી યુવકે એકદમ ફલંગ મારી એક કીરીચ પોતાના હાથમાં લીધી, અમરસિંહ ગાભરો બની ગયો; આત્મરક્ષણ કરવા દ્દઢ નિશ્ચય

થયા. યુવકે વૃક્ષસ્થળનું નિશાન તાકી બળ પુર્વક પોતાની કીરીચ ફેંકી, પોતાનાપર આવતા કીરીચના ઘાથી ઘણીજ સાવચેતીથી રક્ષણ અમરસિંહે કર્યું. કીરીચ દીવાલના એક ખુણાપર અથડાઇ ખણણણ શબ્દ કરતી જમીનપર પડી.

અમરે ઉતાવળે પગે અને યુકતી પુર્વક તે કીરીચ ઉપાડી લીધી જોયુ તો તે વિષ પાયેલી જણાઈ; પોત્તાનાપર આવેલી આફતથી તેનું મસ્તક થરથર કંપવા લાગ્યું, તેણે ઘણાજ ઉતાવળા અને ગંભીર સ્વરે વેષધારી યુવકને કહ્યું, દુષ્ટ યાદ રાખ તને કેદ કરીશ.

વેષધારી યુવકે હસીને કહ્યું। એ ઘણુંજ દુર્ઘટ કાર્ય છે; સમજ્યો ? સાવધાન થા. પકડતાં પહેલાં મોતના મોંમાં ના મુકાય ? એ પ્રમાણે બોલતાં વિદ્યુતવેગે ફરીથી એક બીજી કીરીચ અમરસિંહની ગરદનપર તેણે છોડી.

યુવકની નાંખેલી આ બીજી કીરીચ પણ પહેલાંની માફકજ ફરીથી દીવાલના ખુણામાં અથડાઈ ખણણણ કરતી પૃથ્વીપર પડી. આ વખતે પણ અમરસિંહને મારવાનો કીરીચને અવકાશ મળ્યો નહિ. જેથી વેષધારી યુવકે કઠોર શબ્દોનો પ્રહાર કરતાં કહ્યું " મુઓ ! મુઓ ! આત્મરક્ષા કર ! આત્મરક્ષા કર !

અમરસિંહે ક્રોધ યુક્ત સ્વરે કહ્યું " આત્મરક્ષા કરવાનો ઉપાય થતો નથી શું ? જોઉં છું કે તારી પાસે કેટલીક વિષથી વેષ્ટન કરેલી કીરીચો છે ? "

કાંઈ પણ બોલ્યાચાલ્યા શિવાય વેષધારી યુવકે ફરીથી બળપુર્વક અમરસિંહના પદાગ્ર ભાગમાં નિશાન તાકી પોતાની કીરીચ ફેંકી અમરસિંહે પોતાપર આવતા ઘાથી બચી જવા માટે એકદમ ઉંચે છલંગ મારી તેથી કીરીચ એક બાજુ પડેલા કાચને અથડાઇ નીચે પડી. તેના ક્રોધની સીમા રહી નહીં, તેણે અતી ક્રોધથી અને અગ્નીવત રોષનળથી પ્રજળતા હૃદયે એક ફાળ મારી, વેષધારી યુવકનો કંઠ પ્રદેશ ગ્રહણ કર્યો.

યુવકે પણ અમરસિંહની ગરદન દબાવીને પકડી, કેટલાક સમય સુધી એક ભયાનક મલયુદ્ધ ચાલ્યું આખરે અમરસિંહે વેષધારી યુવકનું ગળું

એટલા જોરથી દબાવ્યું કે તે પૃથ્વીપર પડી ગયો, પૃથ્વીપર પડેલા વેષધારી ની છાતીપર ચઢી બેસી અતીશય ક્રોધવડે ગર્જના કરતાં અમરસિંહે કહ્યું. "જો આજ પરિચયનો સમય છે."

"ખરી વાત! આજ સમય પરિચયને માટે ઉપયુક્ત છે. જો સાંભળ્ય મેં મારા હાથે હજાર આઠશો ખુન કર્યાં છે. મારૂં નામ—"જાલમસીંહ ઝાલા" છે. સુર્યરામના પત્રપર જે નામની સહી તેં જોઇ છે, એ મારૂં પ્રાપંચીક નામ છે, મારા તાબામાં પાંચસો અનીષ્ટ કારક લોકો વાસ કરે છે, તમે અનેક સમયે મને બંધન કરવાને યત્નો કર્યા છે, પરંતુ એક પણ સમયે ફતેહ મેળવી નથી, તેથી હમેશાં તારા મનમાં ક્ષોભ થાય છે, માટેજ હું બંધન થાઉં છું.

બંધીખાનામાં વાસ કરવા યોગ્ય કર્તવ્યોજ તેં આદરેલાં છે, આજે સ્વઇચ્છાએ આવીને બંદીવાન થાય, તેને નહીં ગણગારતાં કહું છું કે જો કેવી રીતે થોડાજ સમયમાં તારો પરાભવ કરૂં છું.

બોલશો નહિ! મીથ્યા વાત બોલશો નહિ! એ વાત મારાથી સહન થતી નથી, જાલમસિંહનો પરાભવ કરી શકે એવો કોઇ પણ માણસ અધાપી પર્યંત જનમ્યો છે કે નહીં એજ સંદેહ છે, આ જાલમસીંહ કૃપાપુરઃ સરજ તારી સમીપ બંધન થવાની ઇચ્છાએ આવેલ છે.

તારી એ સઘળી સાર વિનાની વાત મારે સાંભળવી નથી, તને બંધીવાન કરવાને કોઇ જનમ્યોજ નથી, તો પછી પ્રાણ સંકટે અહીં યુદ્ધ કરવાનું શું પ્રયોજન છે?

ત્યારે જોઇં લે? અમરસીંહ જોઇ લે? ઉદધીગર્જનવત અતિશય કઠોર સ્વરે જાલમે કહ્યું,

અમરસીંહ તેથી સહજ પણ ભીતી પામ્યો નહિ, પણ ઉલટી તેની ઉપેક્ષા અને હાંસી કરી કહ્યું. તારામાં જેટલી શક્તિ હોય તેટલી પ્રકટ કર. હું તારાથી બીહીતો નથી.

આ જો ત્યારે? એ પ્રમાણે જુસ્સાથી બોલતા જાલમે ઠુકો મારી

ઉઠી દોડવા માંડ્યું. અને તે અમરસીંહના સાથળની અંદર પેસી ગયો. અમરસીંહ પૃથ્વીપર પડ્યો: જાલમ પડેલા અમરસીંહની છાતીપર ચઢી બેઠો; અને હાસ્ય પુર્વક કહેવા લાગ્યો.—

જોયું ? સમજ્યો ?

પોતાનાપર બેઠેલા જાલમને દુર કરવા માટે અમરસીંહ યત્ન કરવા લાગ્યો પણ કોઇ રીતે ફાવી શક્યો નહી, તેના હૃદયમાં અતીશય પીડા થવા લાગી તો પણ તે બળ પુર્વક બોલવાનો પ્રયત્ન કરવા લાગ્યો કોઇ પણ રીતે ફાવી શક્યો નહી. ફરીથી તેના હૃદયમાં અતીશય પીડા થવા લાગી બોલવાનો યત્ન કરવા લાગ્યો. એ પ્રમાણેની અમરસીંહની મનોભાવના જાણી, જાલમે તેની મશ્કરી કરતાં કહ્યું.

અમર એમ સમજતો નહી. કે તારા બરાબરીયો કોઇ નથી. આ વખતે તને જે કહુ તે સાંભળ આત્માભીમાની ડીટેક્ટીવ ! હું તારા મકાનપર અતીથી સ્વરૂપે આવેલો છું, પછી તું ગમે તો સત્ય પ્રકૃતિનો માણસ હોય તેની હરકત નહિ, તો પણ તારી સાથે મારો વીવાદ ઘટતો નથી. તું વિનાશ પામી મારે શરણે પડેલો છું, તેથી તારૂં મારૂં યુદ્ધ સમાપ્ત થયેલું છે. હવે જે થનાર હશે તે થશે. પરંતુ આ વખતે તો જે કામ માટે સાધુને વેષે તારી સમીપ આવેલ છું તે કહું તે સાંભળ્ય. સુર્યરામનો પ્રતીપક્ષ કેટલાક કારણસરમેં ગૃહણ કર્યો છે. મેં એક માણસ સમક્ષ પ્રતીજ્ઞા કરી કહ્યું છે કે તારૂં રક્તમય મસ્તક અને તારા પ્રીય મીત્ર સુર્યરામની પુત્રીનું રક્તમય મસ્તક તને ભેટ કરવાનું છે ! મારી આશા રાખી બેઠેલા તેને દાન આપી સંતુષ્ટ કરીશ ! મેં તેની વાત માન્ય કરી છે, માટે એ કાર્ય મારે કરવું જોઇએ તે તું જાણે છે: મેં સુર્યરામની પુત્રીનું ખુન કર્યું છે, તેમ તારૂં ખુન કરવાનો આજે સંકલ્પ કરીને આવ્યો છું ! માટે તારૂં પણ ખુન કરીશ ! પછીથી સુંર્યરામનું ખુન કરવું સહેલ છે. જ્યારે ઇચ્છીશ ત્યારે તેનું તો તુરતજ ખુન કરી શકીશ ! તો પણ તને એટલુંજ કહું છું કે, તારા સમક્ષ મેં મારો પરાભવ સ્વીકાર કર્યો છે, એ વાત ગુપ્ત રાખીશ નહીં ! રહસ્ય માત્ર એટલુંજ છે કે, તું જો સુર્યરામને તેની પત્ની ત્યાગ કરવાનો ઉપદેશ આપે, ને તેની પાસે તેનો ત્યાગ કરાવે; તો આ સર્વ

શિરપર આવેલી માહાનવિપત્તિ એક બાજુ ખસી જાય! સુર્યરામનો પ્રાણ તેની પત્નીની સાથે બંધાયેલો છે, અને તેની સ્ત્રીનો બીજાની સાથે છે સુર્ય-રામની પ્રથમ પત્નીની પુત્રીને મારી નાંખવામાં આવેલી છે, તે તું જાણે છે. હવે તે પત્નીનો ત્યાગ કરે એટલે બસ. તેથી તારે પણ હમારી પાછળ રખડવું પડે નહિ! હું જાણું છું કે, પતી પત્ની બન્નેમાંથી એકથી પણ વિ-રહ સહન કરી શકાય તેમ નથી, તોપણ તેમ કરવુંજ પડશે! તે કામ તારી મારફતજ સીદ્ધ થશે એવી મને ખાત્રી છે!

જે સમયે જાલમસીંહ આ પ્રમાણે વાત કરતો હતો, તે સમયે તેની નીચે પડેલો અને ભારથી દબાયેલો અમરસીંહ અત્યંત પીડા ભોગવતો હતો. તેણે જાલમસીંહના કહેવાનો કાંઇપણ જવાબ નહીં આપતાં ફક્ત નેત્ર દ્વારાજ તિરસ્કાર બતાવ્યો. જે જોઇ જાલમસિંહે અમરસિંહને કહ્યું;—

"અમર! તારૂં કહેવું હું બરાબર સમજ્યો છું; કહેવાનો અનાદર ક-રવાની તારી ઇચ્છા છે; હજી પણ મારૂં કહેવું માન્ય.!"

"તારૂં કહેવું કેવી રીતે મનાય?"

"ત્યારે મરવાને તૈયાર થઇ જા!"

"એવા દુષ્ટ કર્મમાં અનુમોદન આપવું તે કરતાં મરવામાં હજાર ઘણું માન સમજું છું.

"હજી પણ સમજ! નહિતર આ વિષ પાયેલી કીરીચ તારો પ્રાણ લેશે." એમ કહી જાલમસીંહ અમરસિંહનો પ્રાણ લેવાની ઇચ્છાએ પાછળ પડેલી કીરીચ લેવા વળ્યો, તેણે ફરીથી અમરસિંહને આગ્રહ પુર્વક કહ્યું. જો હજી પણ સંભવ છે, માટે માનીજા. પ્રાણ રૂપી અમુલ્ય ધન હાથથી ગુમાવવામાં માલ નથી. માટે સમજ!

"દુષ્ટ! દેહની રક્ષા કરી તારા જેવા દુષ્ટના કુટીલ કાર્યમાં સન્મત થવું તેના કરતાં પ્રાણ આપવો એ પરમ કલ્યાણકારક છે.

"ઠીક! ત્યારે, તૈયાર થા. તારા જેવા મુર્ખને માટે પ્રાણની સજા એજ પરમ શ્રેષ્ટ છે." એમ કહી જાલમસિંહે પોતાના હાથમાંની વિષપા-

ચેલી કીરીચ અમરસિંહની ગરદનપર બેસાડી દેવાનો યત્ન આરંભ્યો. એટલામાં અકસ્માત એક તિક્ષણ ધારવાળો તીર જાલમસિંહના કીરીચવાળા જમણા હાથને વીંધી આરપાર નીકળી ગયો; જાલમસિંહ તિક્ષણ તિરના ઘાથી અતિશય પીડીત થઈ પૃથ્વીપર ઉચલી પડયો. અમરસિંહ એ સમયનો લાભ લઇ એકદમ ઉઠી ઉભો થયો.

જાલમસિંહને પૃથ્વીપર પડેલો જોઇ એક ફદરૂપા દેખાવનો માણસ તેની પાસે આવી પહોચ્યો, અને કહેવા લાગ્યો.

“ મુરબ્બી ! મ્હારા હાથથીજ આ અઘટીત કાર્ય થયું છે, સરતચુકથીજ આમ બન્યું છે ! મારા સમજવામાં એમ આવ્યું હતું કે ડીટેકટીવ અમરસિંહ આપની ગરદનપર કીરીચ બેસાડવા તૈયાર થયો છે, તેથી તેનો પ્રાણ લેવાને ઈરાદે મેંજ તીર ફેંકયો હતો.

“ બહુજ અનર્થ કર્યો, આજે દૈવસાનુંકુળ નથી માટે ચાલ્યા જવું એજ ઉત્તમ છે જાલમસીંહે રોષમય સ્વરે કહ્યું.

તરત બન્ને જણા ત્યાંથી વીદ્યુત વેગે ચાલ્યા ગયા, અમરસીંહ પણ બનેલા બનાવનો વિચાર કરતો કેટલાક સમય સુધી ત્યાંજ બેસી રહ્યો.



## પ્રકરણ ૫ મું.

### સ્મશાનમાં પિશાચ પિશાચીની.



સંધ્યાકાળનો સમય થવા આવ્યો હતો, ભગવાન ભાસ્કર અસ્તાચળપર જવાની તૈયારી કરવા લાગ્યા હતા, પશુ પક્ષીઓ પોતાનું દિન ચર્યાનું કામ આટોપી માળાઓ તરફ મગ્ન થતાં વિદાય થતાં હતાં, તે સમયે એક વૃદ્ધ કૃત્રિમ વેષ ધારણ કરેલો મનુષ્ય ધીરે ધીરે ચાલતો અને વચ્ચે વચ્ચે શ્વાસ લેતો, દમના વ્યાધીથી પીડાતાની માફક ઉધરસ ખાતો ખાતો ગામની બાહેરની બાજુપર આવ્યો, અને જંગલ તરફના રસ્તે ગમન કરવા લાગ્યો.

"અરે પ્રભુ! હજી કેટલુંકે દુર હશે! એમ નિઃશ્વાસ નાંખતો તે આગળ વધ્યો.

સુર્યનાં કીરણોનો કીંચીત પ્રકાશ પણ નષ્ટ થઇ ગયો. આખી પૃથ્વીપર અંધકાર છવાઇ ગયો, વૃદ્ધ અંધકારમાં અતિપય મંદ પગલે ચાલતો વન ભુમિમાં આગળ ચાલવા લાગ્યો. વચ્ચે વચ્ચે શ્રમથી કંટાળેલા મનુષ્યની માફક વિશ્રામ લેવા લાગ્યો, વનનો માર્ગ વીકટ હતો, જેથી વૃદ્ધને અતિશય કલેશ થવા લાગ્યો; તોપણ તેણે પોતાનું ચાલવાનું શરૂ રાખ્યું. કેટલાક દુર નિકળ્યા પછી એક અરણ્ય તેની નજરે પડ્યું, તેણે નિઃશંકતાથી તેમાં આગળ વધવા માંડ્યું. ભયાનક જંગલની તેના મનમાં બીલકુલ ભીતિ ભરાઇ નહીં. કેટલેક દુર આગળ ચાલ્યા બાદ તેણે અંધકારમાં ગમન કરતાં કરતાં એક ભાંગી તૂટી ઝુંપડી જોઇ

કેટલાક સમય સુધી એ ઝુંપડીની સમીપ એક વૃક્ષના થડ આગળ આમ તેમ ફરતો અને વિચાર કરતો ચીંતાગ્રસ્ત બન્યો, ધીરજ ધારણ

ફરી ઝુંપડીની બાજુમાં થઈ તે ઝુંપડીના દ્વાર સમીપ ગયો. ઝુંપડીનું તે ખરૂં દ્વાર નોહોતું, પરંતુ ઝુંપડીનો કેટલોક ભાગ ભાગી જવાને લીધે તે દ્વારની માફક બની ગયું હતું; તે દ્વારેથી વૃદ્ધે તે ઓરડાની અંદર પ્રવેશ કર્યો, ઝુંપડીનો કેટલોક ભાગ તેજ વખતે એકાએક ભાગી પડયો, તેના ત્રુટી પડવાનો શબ્દ વૃદ્ધના કર્ણમાં અથડાયો, હૃદયમાં રજમાત્ર ભીતિ લાવ્યા વિના વૃદ્ધ તે મહાન અંધકારની અંદર હીમ્મત ધરીને મન તરંગપર ચાલતો અંદરના બીજા મકાન તરફ વળ્યો.

અર્ધોક કલાક આગળ ચાલ્યો, પરંતુ કોઇપણ મનુષ્યનો સંચાર તેને કર્ણે પડયો નહીં. મનમાં સંપય ઉત્પન્ન થયો, કે કયાં જાઉં છું તે ખબર પડતી નથી. કેટલાક સમયથી આ એકજ માર્ગે ગમન કર્યા કરૂં છું છતાં પણ ઓરડાનો અંત આવતો નથી. એ પ્રમાણે વ્યગ્રચીત્તે વીચાર કરતો હતો. એટલામાં તેજ વખતે કોઇનાં પગલાંના પડધા તેના કર્ણે અથડાયા, જેના શબ્દે વૃદ્ધનું હૃદય કંપવા લાગ્યું, વૃદ્ધે પગલાંના અવાજનું લક્ષ્ય સાધી તે શબ્દ પ્રમાણે વલન વાળ્યું.

આગળ ચાલતાં પદ શબ્દ સંચાર સંભળાતો બંધ થયો, તે માણસો આગળ દોડયા છે એમ સમજાયું. વૃદ્ધ પણ તેમની પાછળ પાછળ જવા લાગ્યો, પાછળ કોઇપણ આવે છે, એમ આગળ ચાલનાર લોકોના મનમાં શંકા ઉત્પન્ન થઇ છે એમ વૃદ્ધને લાગ્યું; ઉઠાવેલો અથાગ શ્રમ નિષ્ફળ નિવડશે એમ તેને સમજાયું; રજપણ વિલંબ નહી. કરતાં આગળ જનાર માણસને ઉતાવળે પગલે ચાલી પકડી પાડયો; પોતાના બન્ને બાહુ વડે આગળ ચાલનાર મનુષ્યનો કંઠ પ્રદેશ તેણે એવો તો દબાવ્યો, કે તેની વાક્ શકતી એકદમ રૂંધન થઈ ગઇ, તે ચૈતન્ય સુન્ય બની એકદમ પૃથ્વીપર પડયો, તરતજ નીચે પડેલા મનુષ્યના ગળાપર વિંટેલા વસ્ત્રને ઉતારી તેણે મજબુત રીતે તેના હાથ પગ બાંધ્યા. પોતાના ખીસ્સામાંની એક શીશી બાહાર કાઢી, તેમાંના કેફી પદાર્થનાં કેટલાંક ટીપાં તેના મુખની અંદર તેણે પાડયાં.

પંદર મીનીટ બાદ ભુમીપર ચૈતન્ય વીહીન થઇ પડેલા મનુષ્યને ચૈતન્ય આવ્યું, તે બંધન થયેલા હાથ પગ છોડવા માટે પ્રયત્ન કરવા લાગ્યો

મજબુત રીતે બાંધેલું હોવાથી તેનો તે પ્રયાસ નિષ્ફળ નીવડ્યો. આખરે વૃદ્ધે તેને જીજ્ઞાસા પુર્વક ધીમેથી પુછ્યું. ' તારૂં નામ શું "! તે બીલકુલ બોલ્યા સિવાય ચુપ રહ્યા, વૃદ્ધે તેને ફરીથી પુછ્યું "તારૂં નામ શું ! અહીં કેમ આવી સ્થીતિમાં એકલો આવી પડ્યો છું " પડેલા મનુષ્યે કાંઇ? પણ પ્રત્યુતર આપ્યો નહીં.

વૃદ્ધ પોતાનું ઇચ્છીત થયેલું સમજી આગળ ચાલ્યો, બે ચાર પગલાં ભર્યાં નહીં હોય એટલામાં અકસ્માત એક દીવો બળતો તેના જોવામાં આવ્યો. વિસ્મીત મને એક વખત દીવાના પ્રકાશ પ્રત્યે પોતાની નજર ફેરવી એક નવયૌવના સ્ત્રી પોતાના હાથમાં દીવો લઇને આવતી તેની નજરે પડી; તે રમણી હાથમાં દીવો લઇ એક દ્વારની અંદરથી બાહાર આવી; આવી તેવીજ બીજી બાજુની દીવાલના દ્વારમાં તેણે પ્રવેશ કર્યો.

વૃદ્ધના મનમાં આશાનાં કીરણો ઉત્પન્ન થયાં; તે પણ તે દ્વારની અંદર પ્રવેશ કરવા તૈયાર થયો. જોયું તો દ્વાર અંદરથી બંધ હતું; અંદરના દીવાનો પ્રકાશ તેના જોવામાં આવ્યો નહીં; વૃદ્ધ તેથી ચીંતામાં પડ્યો, અંદરની રચના તેના જોવામાં ના આવી જેથી પોતાનો હેતુ સિદ્ધ કરવા માટે બારીક દ્રષ્ટે અવલોકવા લાગ્યો. સદ્ભાગ્યે વૃદ્ધને દ્વારની પાસે એક ખુણામાં એક નાનું બાખું જોવામાં આવ્યું; નજીક જઇ વૃદ્ધે જોયું તો, અંદરની બાજુના એક ખુણામાં મંદમંદ ગતિએ ઝાંખો બળતો એક દીવો તેને જણાયો. અંદરની બાજુમાં ત્રણ માણસો અસ્પષ્ટ પણે જોવામાં આવ્યાં; તે ત્રણમાંથી એક માણસને તે ઓળખી શક્યો, બે માણસો અપરિચીત હોવાથી ઓળખી શક્યો નહીં. તે બે માણસોમાં એક સ્ત્રી હોય એમ તેને સમજાયું.

ઓળખીતો માણસ એક બાજુપર પડેલા ખાટલાપર બેઠેલો હતો, સ્ત્રી તથા પુરૂપ બન્ને જુદી પાટપર બેઠેલાં હતાં, તેમની વચ્ચે શું વાતચીત થાય છે તે વૃદ્ધ લક્ષ્ય પૂર્વક સાંભળવા લાગ્યો.

પ્રથમ સ્ત્રીનો શબ્દ નિકળતો વૃદ્ધને કાને પડ્યો, સ્ત્રીએ ખાટલાપર બેઠેલા પુરૂપને ઉદેસી કહ્યું, " આપના મતે ચાલતાં અને આપના શરણે આવ્યા છતાં પણ જો અમારી મનેચ્છાઓ સિદ્ધ ના થાય, તો પછી અમારે

કોને કેહેવું ?

"તમારૂં ઇચ્છિત કાર્ય સિદ્ધ નથી થયું એવું કીયું કાર્ય તમે જોયું ?

"આટલો બધો વખત વહી ગયો છતાં નથી થયું ત્યારે નિરાશા કેમ ના ઉત્પન્ન થાય ?" સ્ત્રીએ સ્મિતહાસ્ય કરતાં ટાણો માર્યો.

"નિરાશ ન થાઓ, તમારૂં કાર્ય સિદ્ધ કરીશ ! ચારે તરફ નજર રાખી કાર્ય કરવાનું છે, તું જાણે છે કે:–પ્રખ્યાત બાહાદુર ડીટેકટીવ અમરસિંહ મારી પાછળ લાગેલો છે ?

હા ! પણ તેને આપણા આ ગુપ્તવાસનો પત્તો મળવો મુશ્કેલ છે. બીજા માણસે કહ્યું.

"આજે પ્રાતઃકાળેજ તેના ઘર આગળ તેનો આણ્યો હોત; પરંતુ હાથમાંથી બચી ગયો છે. સિંહના મુખથી શિયાળ છટકી ગયું છે" !

"શું કહો છો ? કેવી રીતે બચી જવા પામ્યો તે તો કહો ?" બીજા માણસે ઉત્સુકતાથી પૂછ્યું.

"મારી સાથેના માણસે મને નહી ઓળખતાં એને સમજી મારા જમણા હાથના કાંડામાં તીરનો પ્રહાર કર્યો, અને તેથી તે બચી ગયો."

"આહ ! અમોને સુખી કરવા માટે કેટલું બધુ કષ્ટ સહન ! બીજી વ્યક્તીએ દીલગીરી પ્રદર્શીત કરતાં કહ્યું.

"શું કહ્યું ? સ્વાર્થ સાધવા ગમે તે કષ્ટ સહન કરવું પડે તો શું થયું ? તમોએ દશ હજાર રૂપીઆ આપવાનું કહેતાં દીલ ચોર્યું નથી, તો પછી કહો એટલા માણસોનાં ખુન કરવામાં કેમ ખામી આવવા દઉં ? હવે રાત્રી અધીક વ્યતીત થઈ ગઈ છે માટે જાઓ. ચાલુ અઠવાડીઆમાં તમારાં સઘળાં કાર્યોની સમાપ્તી થશે. અમરસિંહને આજની રાત્રી નિશ્ચિંત નિર્ગમન કરી લેવા ઘો કાલ રાત્રીના બાર વાગતા પેહેલાં તો તે આ સંસારમાંથી હતો નહોતો થશે !

"પણ આ વાત કહી આવ્યો છે તેનું શું ? સ્ત્રીએ કહ્યું.

"તેનું મરણ થતાં સર્વ નિર્જણ પતિ જશે!

ત્યારે અમો બન્ને એકલાંજ જઇએ? પુરૂષે પુછ્યું.

તરતજ બંધ કરેલી બારણાની સાંકળ ઉઘડી, તેઓ બન્ને બહાર આવ્યા; સરરર કરતા કોઈ દૂર ચાલ્યા જતા માણસના પગના ભણકારા તેમના કાને અથડાયા. ચાલ્યો જનાર ગુપ્ત વાત સાંભળનાર વૃદ્ધ હતો.

સ્ત્રી અને તેની પાસેનો યુવક પદ સંચારથી એકદમ ચમક્યાં, કેટલેક વખત વિચાર કરી મંદમંદ પગલાં ભરતાં તેઓ ઘરની બાહેર આવ્યાં પાસેના વૃક્ષ આગળ આવી તેમણે પોતાની પાસેનું કપડાંનું પોટલું બહાર કાઢ્યું; પોટલાની અંદર બન્નેનો વેષ બદલવાનો પોષાક હતો, તે બહાર કાઢી બન્નેએ વસ્ત્રો પરિધાન કર્યાં.

ગુપ્ત વસ્ત્રો ધારણ કરી બન્ને જણે અપરિચીત રસ્તે ચાલવા માંડ્યું. કેટલેક દૂર ગયા પછી તેમણે સ્મશાન ભૂમી તરફ જવાનો રસ્તો ગ્રહણ કર્યો, રસ્તો શ્મશાન ભુમીની નજીક દશ હાથ દુર થઇને જતો હતો, તે તરફ તેઓ વળ્યાં.

તેઓ શ્મશાન ભૂમી નજીક આવી પહોચ્યાં, તે વખતે શ્મશાન ભુમીમાં રહેલા વડના વૃક્ષની શાખા ઉપરથી નાકવડે ગુણુ ગુણુ ગુણુ બોલતી એક મનુષ્ય મુર્તિ પૃથ્વીપર કુદકો મારી નીચે પડી.

અદભૂત ભયાનક પ્રકાર જોઈ પુરૂષનું હૃદય બીકના માર્યા કંપીત થયું, છતાં સ્ત્રીનુ હૃદય સહેજ પણ કંપ્યું નહીં. સ્ત્રીએ અસંપચીત સ્વરે તેને કહ્યુ, બીહીશ નહીં, ભૂત રૂપે કોઇપણ વસ્તુ હયાતી ધરાવતી નથી!

સ્ત્રીનાં મર્દાનગી ભરેલાં વાક્યો સાંભળી પુરૂષને લજ્યા ઉત્પન્ન થઈ, તેની સાથે સાથે તે આગળ ચાલવા લાગ્યો; આશરે દશેક પગલાં આગળ નહીં ભર્યાં હોય એટલામાં તો વિકાળ સ્વરે બરાડ પાડતી ભયાનક મનુષ્ય મુર્તિ તે સ્ત્રી તથા તેની સાથેના યુવકની તરફ આવતી દેખાઇ.

પુરૂષ સભય હૃદયે કંપીન થવા લાગ્યો, પરન્તુ સ્ત્રીએ પ્રથમ કરતાં અધીક હીમ્મત અને ઉત્સાહથી એક તીક્ષ્ણ કીરીચ પોતાના હાથમાં ધારણ કરી.

કીરીચ ત્યાગ કર, નહીં તો હમણાંજ પ્રાણ જશે! આવનાર ભયંકર મનુષ્ય મુર્તિએ હસતાં હસતાં ઉત્સાહ પૂર્વક તે સ્ત્રીને કહ્યું."

"વીચારીને બોલ્ય, આવી રીતે ડરાવતાં ઉલટો યમને હાથ પોહોચીસ માટે ચાલ્ય જા, અગર દૂર ખસી જા. સ્ત્રીએ કહ્યું.

"તું કોણ છે; તે બરાબર બતાવ્ય એટલે રસ્તો છોડી ચાલ્યો જઇશ!" આવેલી ભયંકર પુરૂષ મુર્તિએ વજ્રસ્વરે કહ્યું.

"નહીં ? તો નહીં જવા દે! "સ્ત્રીએ હાસ્યમય વદને પૂછ્યું.

"નહીંજ!"

વિચીત્ર વેષધારી ડાકીની સ્ત્રીએ નિરભય પણે હાથમાં કીરીચ ધારણ કરી સાથેના પુરૂષને લઈ ચાલવા માંડયુ, નવીન આવનાર પુરૂષ મુર્તિએ એકદમ તે સ્ત્રીના આગળ ધસી આવી સતેજસ્વરે કહ્યું. "ખબરદાર! એક પગલું પણ આગળ ભરીશ નહીં, નહીં તો આ ગોળી વડે માથાની ખોપરીજ ઉરાડી દઇશ!"

સ્ત્રી વજ્રમય બની ન સાંભળતી હોય તેમ આગળ ચાલી, તેને અનુસરી તેની સાથેનો યુવક પણ ભયભીત હૃદયે પ્રાણ બચાવવાની લાલચે તેની પાછળ ચાલ્યો. તેણે કહ્યુ. "સત્યાનાશ! મોતના સમાચાર! ફપનો ધડો ભરાઇ ચુકયો!"

"બીઓ નહીં. હીમ્મત રાખો." પીશાચ સ્વરૂપીણી તે સ્ત્રીએ પોતાની સાથેના પુરૂષને કહ્યું. યુવાને ઘણાજ ભયગ્રસ્ત અવાજે કહ્યું "બચવાનો ઉપાય નથી."

"ધીક્કાર છે તને! તારૂ આટલું બધું બીકણ હૃદય છે?" એ પ્રમાણે અતિશય ક્રોધીત પણે તે ભયંકર પીશાચણી સ્ત્રીએ કહ્યું, જેથી તે યુવક બીચારો અધોવદને તે સાંભળી ચુપ રહ્યો.

યુવતિને ઉદ્દેશી નવીન પીશાચરૂપ ભયંકર મુર્ત્તીએ કહ્યું, "પાપણી? આત્મ સમર્પણ કર્યા શિવાય તારો છુટકો થવાનો નથી!"

"પ્રાણ આપીશ તથાપી શરણુ ગ્રહણુ કરીશ નહીં!" હાસ્યમય મુદ્રાએ તે પીશાચની સ્ત્રીએ કહ્યું.

"ત્યારે મરવાને તૈયાર થા. હું પીસ્તોલ વડે તારૂં મસ્તક ઉશડી મુકું છું, બોલ! શું કહે છે! નહીં તો મરીશ!"

"માહાશય! આટલી વખત રક્ષણ કરો, પ્રાણદાન આપો." અતિશય કરૂણામય સ્વરે તે પીશાચની સ્ત્રી સાથેના યુવકે આજીજી કરી.

જ્યાં સુધી તારી સાથેની સ્ત્રી મારી પાસે પ્રાણની ભીક્ષા માગશે નહિ ત્યાં સુધી તારી વાત માન્ય થશે નહીં! જો તે પ્રાણદાનની યાચના કરશે તોજ દયા લાવી મૂક્ત કરવામાં આવશે! નવીન આવનાર ભયંકર મુર્ત્તિએ સુચવ્યું.

"શું હું પ્રાણ ભીક્ષા કરૂં! હું! હું! અને તે પણ અન્યની પાસે! કદી બનશે નહીં! રોપાત્મક સ્વરે સ્ત્રીએ કહ્યું.

"ઉન્માદીની! એ સિવાય તારો કોઇ પણ અન્ય ઉપાય નથી" નવીન યુવકે કહ્યું.

"શું કહે છે મારો કાંઇ ઉપાય નથી? ઉપાય છે કે નહીં તે જો." એમ, કહી વસ્ત્રની અંદર છુપાવી રાખેલી એક વાંસળી બહાર કાઢી, અને તેથી જોરથી નાદ કરવા માંડયો. પરંતુ દુર્ભાગ્યે તે બરાબર વાગી નહિ. જેથી બીજી વખત તે સ્ત્રીએ તેને ઘણા જોરથી વગાડવા માટે પ્રયત્ન કર્યો; પરન્તુ તે બીજી વખતનો તેનો પ્રયાસ પણ નિષ્ફળ ગયો. પીસ્તોલની એકજ ગોળી મારતાં તેના ટુકડે ટુકડા થઈ ગયા, જેથી તે પીશાચનીરૂપ સ્ત્રીએ દીર્ઘ નિશ્વાસ મુકયો. તરતજ તે ભયંકરીના ઉત્સાહ પુર્ણ મુખપર કાળા શેરડા પડી ગયા.

તરતજ તે વેષધારી ભયંકર યુવકે કહ્યું, "રાક્ષસી! આ વખતે તને ખબર છે કે તારી સર્વ આશાઓ માહાસાગરમાં ડુબી ગઈ છે"

"ખરૂં છે. હવે મારો ઉપાય નથી, મને અને મારી સાથેના યુવકને એક વખત માટે છોડી દયો, હું બુદ્ધિના દોરમાં આજ તમારી આગળ અ-

તિશય લજ્જીત થઇ છું, અને હાર પામી છું! સ્ત્રીએ મ્લાન વદને કહ્યું.

"મુકી દઇશ, પરંતુ તારી સાથેના યુવાનની અને તારી બરાબર ઓ-ળખી શકાય તેવી ઓળખાણ આપી મારા કર્ણને શીતળ કર્ય." નવીન યુવકે હસીને કહ્યું,

"હવે શા માટે જીભે પાપ કરાવો છો! તમે અમોને ઓળખ્યાં છે અમે તમને ઓળખ્યા છે, દયા કરો દયા કરો, અમે ચાલ્યા જઇએ" અત્યંત કરૂણાળુ સ્વરે સ્ત્રીએ કહ્યું.

"તને તો તારા અવાજથીજ ઓળખી શક્યો છું. પરન્તુ તારી સા-થેના જુવાનને ઓળખતો નથી, માટે એ કોણ છે તે જણાવ્ય?

"શરમાવો નહીં, શરમાવો નહીં. આજે અમારૂ રક્ષણ કરો. હાથ જોડીને પાર્થના કરીયે છીયે કે આટલી વખત એ સંબંધે ક્ષમા કરો." ઘણી નમ્રતા પુર્વક સ્ત્રીએ કહ્યું.

"એ સઘળી વાત જવા દઉં છું, પરન્તુ તમને મારે એક પુછવું છે, તેનો તમો સત્ય ઉત્તર આપો" નવીન યુવકે કહ્યું.

"બોલો."

"નલીની મરી ગઈ છે કે જીવીત છે?"

"એ વાત શામાટે પુછો છો? તમે એક પ્રખ્યાત ડીટેકટીવ છો, તો પછી તમારે બીજાની પાસેથી વાત જાણી લેવાની શું જરૂર છે.

"ખરૂ શું છે તે પ્રથમથીજ મેં જાણી લીધું છે."

"નલીની સંબંધે શું જાણ્યું છે?"

"તે જીવે છે!"

"નક્કી તે જીવે છે."

"તમારી પાસે બીજી પણ મારી એક માગણી છે."

"માગો."

"તારા હાથમાં પહેરેલી અંગુઠી મને આપ."

"ભલે" તે સ્ત્રીએ પોતાના હાથે પેહેરેલી અંગુઠી કાઢી અમરસીં-હને આપી.

અમરસીંહે પોતાના હાથમાં લઇ પોતાના ગુપ્ત લેમ્પ વડે તેને તપાસી તો અંગુઠી એ સ્ત્રીની નહી, પરન્તુ તેની સાથે લગન કરનારની આંગળીની હતી. તેણે તે સ્ત્રીને પરણુતી વખતે પોતાની પ્રીતી દાખલ ભેટ આપેલી હતી. અમરસિંહે ફરીથી જોયું તો એ સ્ત્રી ઘણીજ ચતુર જણાઇ, એ અંગુઠી આપતાં તેના મનમાં કાંઇપણ ચીંતા થતી નહોતી, પરન્તુ તેણે તે ઘણાજ આનંદથી આપી હતી. અમરસિંહ પણ ચતુરોનો સરદાર હતો. તેણે ફરીથી કહ્યું "તમારી સાથેના યુવાનના હાથની અંગુઠી પણ મને આપો"

સ્ત્રી ભેદ સમજી નહી. તેથી પોતાની સાથેના યુવકની આંગળીએથી પણ અંગુઠી કઢાવી તે અમરસિંહને આપી.

અમરસિંહે અંગુઠી લઇને ગુપ્ત દીપવડે તેને બરાબર તપાસી, જેથી રમણીએ હસતાં હસતાં કહ્યું "એમાં શું જોવાનું હતું? મારો મનોભિલાપ પુર્ણ થયો છે માટે હવે તમે જાઓ, અને અમને પણ જવાની રજા આપો.

આજે તો ગમે તેવી રીતે છુટવા પામેલાં છો, પરન્તુ ફરીવાર છુટવાની આશા રાખશો નહી. અમરસિંહે કહ્યુ.

"તે વખતની વાત તે સમયે જોઇ લેવાશે" સ્ત્રીએ હસતાં હસતાં કહ્યું. અમરસિંહ પોતાના ગૃહ તરફ ફર્યો, અને રમણી અને તેની સાથેનો યુવક પણ પોતાને સ્થાને ચાલ્યાં ગયાં.



# પ્રકરણ ૬ ઠું.

## ( મોહીની દેવી. )



અમરસિંહ જ્યારે પોતાના રેહેવાના ઘર તરફ ફર્યો, તે વખતે રાત્રીનો એક વાગી ગયો હતો. સરીયામ રસ્તો ગૃહણ નહીં કરતાં તે ગલીઓના આડા અવળા રસ્તાપર ચાલવા લાગ્યો. કેટલાક દુર નીકળી ગયા બાદ તેને મોહીની દેવીની વાત યાદ આવી, જેથી તે પોતાના ગૃહ તરફ નહીં જતાં મોહીની દેવીની પુર્ણકુટી તરફ તરતજ વળ્યો.

અર્ધા કલાકમાં તે ગામની ઉત્તર તરફના રસ્તાપર આવી પોહોચ્યો, તેણે પોતાની નજદીકમાંજ એક પુર્ણકુટી જોઈ. તેણે તેને મોહીની દેવીના વાસ તરીકે ઓળખી કાઢી.

અમરસિંહે પુર્ણકુટીની સમીપમાં જઇને એક સીટી મારી જે સાંભળીને મોહીની દેવી પુર્ણકુટીમાંથી એકદમ બાહાર આવી. તે સમયે આકાશમાં અંધકાર વ્યાપી ગયેલો હોવાથી અને રાત્રીનો સમય હોવાથી કોઈ કોઇને ઓળખી કે જોઇ શકે તેમ હતું નહીં.

મોહીનીએ પુર્ણ કુટીની બાહાર આવી જોયું તો પોતાની પુર્ણકુટીથી કેટલાક અંતરે એક અંધકારમય મુર્તિને ઘોર અંધારી રાત્રે આમતેમ ફરતી અવલોકી. મોહનીના આલ્હાદની સીમા રહી નહી, તેણે પોતાના મનમાં બીચાર કર્યો કે પોતાનો મોકલેલો માણસ આવી પોહોચ્યો છે। તેણે તેની પાસે જઇને પુછ્યું " કાલાચાંદ। અત્યાર સુધી કયાં હતો ? "

મોહની અત્યંત આનંદમાં હતી, તેણે પરીચીત શબ્દ છે કે કેમ તેનો કાંઇપણ વિચાર કર્યો નહી. તેણે સ્વચ્છન્દ મને કહ્યું. " તને કેમ ચં-

દના અજવાળામાં આવવાની ઇચ્છા થઇ નહીં ?"

"સમ્પુર્ણ ! નહીં તો રાધાની ઇચ્છાએ ચોર વેષે શામાટે ચાલ્યો આવું ?" અમરસિંહે કહ્યું.

"ત્યારે સ્ત્રી પાસે જાઓ."

"હું એકલો જવાનો ભરૂસો કરૂં નહીં."

"હું એકલી લઇને જઇ શકું નહીં મેં સાંભળ્યું છે કે હતભાગીની કમળાને માટે મારો નાશ કરવા કાલ રાત્રે એક માણસને રાખવામાં આવ્યો છે, કાલ જો મારે જવું પડશે તો હું શામાટે બાકી રાખીશ." જરા ગુસ્સામાં આવીને મોહીનીએ કહ્યુ.

"ના, ના ! તમારો પ્રેમ લક્ષ્મી વડે લુટી લઇશ" હસતાં હસતાં તેણે કહ્યું.

"એમ ! સારૂ સારૂ ખાવાને માટે કોણ સ્ત્રી છોડી દે ! સાંભળ્ય ! પ્રાણ જતાં પર્યંત તને મેળવી દઇશ ! કમળા કુમારીને મારા ઉપર બહુ ઝેર છે. માટે ગમે તેમ કર. મેં તો તેનો સર્વ નાશ કર્યો છે. તે મોટા માણસની ભત્રીજી છે, તેને કોઇ પણ પ્રકારનો ભાવ નથી. માટે જેટલો વધારે ભાવ હોય તે ભાવને પુર્ણ કરવો તે તું સમજે છે પોતાના પગમાં પોતેજ કુહાડો મારે છે. એ વીધવાને ગર્ભ છે તે તું જાણે છે, છતાં તું તે તરફ લક્ષ નહી રાખતાં બીજીની સાથે નવો પ્રેમ બાધવા ઇચ્છા રાખે છે; એટલા માટે હું પણ ભયને લીધે જાતે કોઇપણ કાર્યમાં જતી નથી ! તું જાણે છે કે તેનો તારાપર કેટલો ભાવ અને રાગ છે ?" મોહનીએ કહ્યું.

"મોહીની ! એ બધી વાત એક બાજુપર મુકય. અને કહે કે આવે છે કે કેમ ? એક વખત દયા કર અને મને એકલાને એક વખત લઇ જા.

"ન જવા માટે તો કહ્યું છે. હવે નક્કી શું કહેવું છે ?" હસીને મોહીનીએ કહ્યું.

"ત્યારે શું ! ચંદનીમાં ચક ચકતા ચાંદનું મુખ જોવા તેડી જવા રાજી નથી, કેમ એમ ખરૂં ને ? મોહીનીના મોઢે વાત કાઢી લઇ અમર-

સિંહે કહ્યું. હસતી હસતી મોહની આનંદથી અમરસિંહની બગલમાં આવીને પેઠી.

અમરસિંહ તે પહેલાં એક બાજુપર પડી ગયો, મોહીનીનું પ્રેમાકર્પણ અમરથી સહન થઇ શકયું નહી.

"હવે રસ્તે પડો" મોહનીએ હાથ ઝાલીને કહ્યું.

"કાર્ય સમાપ્ત થતાં રસ્તે પડીશું.

"તો ઠીક ચાલો ત્યારે લઇ જાઉ."

મોહીની આગળ ચાલી, અમરસિંહ તેની પાછળ પાછળ ચાલ્યો. આશરે અર્ધા કલાકની અંદર તેઓ તે સ્થળે જઇ પહોચ્યાં, ગઇ રાત્રે અમરસિંહે જે ઠેકાણે તે લોકોની મુલાકાત લીધી હતી તેજ ઠેકાણું આ! એમ તેણે જાણી લીધું. અમરસિહ એક બાજુએ દોડી ગયો, મોહીનીએ તેને પોતાની પાસે બોલાવ્યો, તેણે રસ્તાની બાજુપરનું બારણું ઉઘાડવા માટે એક સંકેત સુચક શબ્દ ઉચ્ચાર્યો. કેટલોક સમય વ્યતિત થતાં સવિતા સાવધાનીથી બારણું ઉઘાડી બહાર આવી.

સવિતાએ અને મોહીનીએ કેટલીક સંકેત સુચક વાર્તાઓ કરી, મોહીની સવિતાને લઇને અમરસિંહની સમીપ આવી, તે વખતે અમર અધો મુખે કાંઇક ચીંત્વન કરતો હતો, તેને મોહીનીએ હાસ્ય કરતાં કહ્યું કેમ આજ તમારી ચંદ્રમુખી ચતુરા કે! હવે મને રજા આપો, કે હું ચાલી જાઉં. તેણે કાંઇપણ નહી બોલતાં પોતાના ખીસ્સામાંથી એક બેવડીઓ પૈસો રૂપીયાને બદલે મોહીનીના હાથમાં મુકયો; મોહીનીએ આનંદપૂર્વક તે ગ્રહણ લીધો, રૂપીઓ મળવાના આનંદમાં તેણે બેવડીઓ પૈસો છે કે રૂપીયો તે કાંઇ તપાસ્યું નહીં. એણે તો એમજ ધારી લીધું કે રૂપીયો મળ્યોછે. પોતાને રૂપીયો મળ્યો માની તે ખુશી થતી થતી પોતાના સ્થાન તરફ વીદાય થઇ ગઈ તેને ગયેલી જોઇ સવિતાએ અમરસિંહને ઉદેશી કહેવા માંડ્યું.

"નગરોળ! કાલ કેમ ન આવ્યા? પાપણ હૃદયી! મેં તમારે માટે આખી રાત્રીનો ઉજાગરો કર્યો, તમારા મનમાં તો તેનું કાંઇ નહીં. શું કોઇ બીજીને લઇને વનમાં વિહાર કરવાને ગયા તો નહોતા?

અમરસિંહે કાંઇપણ ઉત્તર આપ્યો નહી, પણ ગમે તે કારણને લીધે તેનું સઘળુ શરીર કંપવા લાગ્યું. તેને નીરૂત્તર નીહાળી સવિતાએ અભિમાન પુર્વક અને દુઃખ જણાવી કહ્યું "ઠીક! જાણ્યું! મારી સાથે પ્રણય કરવાની તમારી ઇચ્છા નથી કેમ? નગુણા! મેં તમારો શું અપરાધ કર્યો છે? તમારા ચરણ કમળમાં રહેવા ઇચ્છનારી અબળાના સર્વસ્વનો નાશ કરી હવે તરછોડો છો? એમ બોલતાં અમરના પદકમળ ગ્રહણ કરવા તૈયાર થઇ.

અમરે બે હાથ વડે તેના બન્ને હાથ ગ્રહણ કરી રાખ્યા, પરન્તુ કાંઇપણ બોલી શકયો નહી.

સવિતાએ ફરીથી ઘણાજ રોષયુક્ત સ્વરે કહ્યું." નગેન્દ્ર! કેમ કાંઈ બોલતા નથી." અમરસિંહ હજી પણ નિરૂત્તરજ રહ્યો.

આ વખતે સવિતાએ દુઃખી થયેલી સર્પણી સમાન ક્રોધીત થઇ વ્યાકુલ સ્વરે કહ્યું."નગેન્દ્ર! વિશ્વાસ ઘાતક નગેન્દ્ર! મારા સર્વસ્વનો શામાટે નાશ કરે છે? તું એકવાર મીઠી નજરે મારા સામું જો. તેં યુક્તી પ્રયુક્તીથી મારા શીયળનો નાશ કર્યો છે; હું બ્રાહ્મણ કુળમાં ઉત્પન્ન થયેલી વિધવા છું, અદ્યાપી પર્યંત જીવના જોખમે મારા સ્વધર્મની મેં રક્ષા કરી છે. તેના સાક્ષી નારાયણ છે. તે સઘળું જાણે છે. કપટી, લમ્પટ! સ્ત્રી રૂપે આવી નારાયણના સ્નાનનું પોદાદક સમજાની મદીરાનું પાન કરાવીને નરકની પ્રેતીની રૂપે પરીણીત કરાવી? અરે! હું કેવી! મને શું થયું છે? નર પીશાચ! હવે હું પસંદ નથી? જે રીતે મારા સર્વસ્વનો નાશ કર્યો છે, દાવાનળની જવાળા મારા પાછળ મૂકી છે, તે પ્રમાણેની ના, ન, તેથી પણ અધીકાધીક જવાળા તમારા હૃદયમાં ઉત્પન્ન કરીશ! અહીંયાં પણ નારાયણ છે. સર્વત્ર સર્વેશ્વરના નિયમોનું સામ્રાજ્ય છે. જાઓ, ચાલ્યા જાઓ. આટલેથીજ તમારો મારો સંબંધ અટકે છે! ફરીથી મને મોહું બતાવશો નહિ.

તે વીજળીના ચમકારા માફક ચાલી ગઇ, અને દ્વારની અંદરની સાંકળ બંધ કરી. અમરસિંહ કેટલાક વખત સુધી વિસ્મીત થયેલાની માફક ત્યાંને ત્યાંજ ઉભો થઇ રહ્યો. તે પોતાના મકાન તરફ વળ્યો. જ્યારે તે ઘેર પોહોચ્યો તે વખતે રાત્રીનો સમય વ્યતીત થઇ પ્રાતઃકાળનો સમય થવા

આવ્યો હતો. તેણે પોતાના ઘડીઆળ સામું જોયું. આહારાદીનો સમય રહ્યો નહોતો. કર્માનુસાર વસ્ત્રોને ઉતારી નુતન વસ્ત્રો પેહેર્યાં. હાથ પગ ધોઇ મુખમાર્જનાદી કરીને પોતાની પથારીમાં પડ્યો.

સુતો પણ નિદ્રા આવી નહીં; વિચારો ઉપર વિચારો આવવા લાગ્યા. તેનું મસ્તક ચીન્તાના પ્રબળ જોરે ભમવા લાગ્યું. સંધ્યાનો ત્યાગ કરી બહાર આવ્યો, એક કોચપર વિચાર કરતો પડ્યો. તેણે પ્રતીજ્ઞા કરી. અનિત્તીના યોગો તેની નજર સમક્ષ તરવા લાગ્યા.

પ્રાતઃકાળ સમીપ સમજાયો, ઉષાનો શેષ ભાગ સપાટા બંધ વેહેવા લાગ્યો. પ્રભાત પોતાની પ્રભા બતાવવા લાગ્યું. અમરસિંહ ઉઠયો અને વસ્ત્રાભુષણ પેહેરી બહાર નિકળ્યો, કેટલેક દુર ગયા બાદ એક પોલીસ કમિશનરના સિપાઇ સાથે તેને મુલાકાત થઇ. તેણે સલામ કરી કહ્યું. " સિંહ! હું આપનીજ પાસેજ આવ્યો છું."

' કેમ આવવું થયું ?

" કમીશનર સાહેબે એક કાગળ મોકલ્યો છે."

" ક્યાં છે."

સિપાઇએ કાગળ આપ્યો. તેણે તે વાંચ્યો. પત્રમાં લખેલી હકીકત નવીન નહતી; હાથ લીધેલા કેસનું પરિણામ ક્યાં સુધી આવ્યું છે, તેજ પુછાવેલું હતું. જાણવા જીજ્ઞાસા કરી હતી, અને અતિશય કાળજી પુર્વક કામ કરવા માટે આગ્રહ કર્યો હતો.

અમરસિંહ કમીશનરનો જમણો હાથ મનાતો હતો, તે જે કેસ હાથમાં લેતો તેનો તાત્કાળીક શોધ કરી નિકાલ લાવતો હોવાથી સાહેબનો માનીતો થઇ પડ્યો હતો.

પોતાના ખીસ્સામાંથી કાગળ પેનસીલ કાઢી કમીશનરને નોટ લખી આપી પોલીસને વિદાય કર્યો. એક બાજુ પોલીસ અને બીજી બાજુ અમરસિંહ એમ બન્ને ચાલ્યા ગયા.

સાત વાગ્યાનો સમય થવા આવ્યો હતો, તે સમયે તે સુર્યરાગના

રહેવાના મકાનપર આવી પોહોચ્યો, સુર્યરામ એક ખુરશીપર બેશી કાગળ વાંચવામાં ગુંથાયો હતો, જેથી આવેલા અમરસિંહને જોઇ શક્યો નહોતો. તેની પાછળની બાજુએ રહી હાસ્ય વચને અમરસિંહે કહ્યું. "સુર્યરામ હવે પત્ર વાંચવાની આવસ્યકતા રહી નથી. પત્ર મોકલનાર જાતેજ તમારી સમક્ષ હાજર છે.

તેને એકાએક આવેલા નીહાળી વીસ્મીત થતાં સુર્યરામે કહ્યું " મહાશય! બે દીવસ થયાં બીલકુલ દર્શન થવા પામ્યાં નથી, આજે સોભાગ્ય કે દર્શન થવા પામ્યાં.

" આપનાજ કાર્યમાં ગુંથાયેલો છું, અને તેટલા માટેજ આવ્યો છું."

" ત્યારે શું તમોએ પતો મેળવ્યો ?

' પત્તો તો તેજ દિવસે મેળવ્યો છે, કે જે દીવસે આપના મકાનમાં પગ મૂક્યો "

" ત્યારે શું ખુનીને બંધન કરી આણ્યો છે, તેના સમાચાર આપવા આવ્યો છે ?

, " સુર્યરામ ! અમારાંજ દુર્ભાગ્ય છે ! ખુનીને ગીરફતાર કર્યો છે કે નહિ એ હકીકત આપને કહેવા યોગ્ય નથી. પરીણામ એટલે બધે સુધી આવી અટક્યું છે કે ખુનીને અને તેનાં સંગી જનોને જ્યારે જરૂર જણાશે ત્યારે અહીયાંજ કેદ કરાશે."

" તેઓને પકડવાનું કેવી રીતે હાથમાં રાખી મૂક્યું છે ?" અતિશય ઉત્સુકતાથી સુર્યરામે પૂછ્યું.

" હાથમાંજ છે !

" અહીયાં તેમને શી રીતે કેદ કરશો ?,'

" બળપૂર્વક ! "

" ત્યારે અત્યારેજ કેદ કરોને ?"

" જોઇશું ! પણ તે પહેલાં તમારે મારી સાથે કેટલેક દુર એકાંતમાં

આવવું પડશે !

"ભલે ! ચાલો.

એ પ્રમાણે વાત કરી બન્ને થોડેક દુર એક એકાંત સ્થાન તરફ વળ્યા.

"હું આપને ખુની અને તેના સંગીઓને પકડી કેદ કરી બતાવું ત્યાં સુધી તમારે પોતાનેજ અહીયાં એકાંતમાં કેદ રહેવું પડશે" અમરસિંહે ચારે તરફ નજર ફેરવી ગંભીરતાથી કહ્યું.

"શું મને પણ કેદ કરવાનો છે? સુર્યરામે આશ્ચર્યતાથી પૂછ્યું.

"હા !"

"મને કેદ કરી શકશો ?

"હા ! આપને પણ કેદ રાખીશ.

"ઘણુંજ અસંભવિત કેહેવાશે ?

"અસંભવિત સંભવિત પછીથી જણાશે

ઠીક ! કેદ કરશો તે વખતે જોઇ લઇશ.

"ત્યારે જુઓ. અમરસિંહે પોતાના ખીસ્સામાંથી એ અંગુઠીઓ બહાર કાઢી સુર્યરામની સામે ધરી અને કહ્યું આજ આપની નલીનીની પ્રાણ શત્રુ કે ?

સુર્યરામ તે જોઇને એકદમ સ્તબ્ધ થઈ ગયો, તેનું સર્વાંગ કંપવા લાગ્યું, નાસવા ગયો, પણ નાશી શક્યો નહિ તે પૃથ્વીપર પડી ગયો. કેટલીકવાર પર્યંત તેણે પોતાના બંન્ને હાથોવડે પોતાનાં ચક્ષુ મીચી રાખ્યાં, એકદમ તે ઉભો થયો, અને કહેવા લાગ્યો. "મહાશય ! શું આપ સત્ય કહો છો કે જેની આ બે અંગુઠીઓ છે તેણેજ મારા સર્વસ્વનો નાશ કર્યો છે?

હા ! સત્ય કહું છું કે તેમણેજ તમારા સર્વસ્વનું સત્યાનાશ વાળ્યુંછે.

"તમે અસત્ય બોલો છો ! જુઠ્ઠા છો ! સુર્યરામે ક્રોધીત અને કમ્પીત સ્વરે કહ્યું.

"શાંત થાઓ. આપનું મગજ ભમી ગયું છે. તમને અત્યંત ભ્રમ ઉત્પન્ન થયો છે.

"મસ્તક ભમી ગયું છે? નહીં ! નહીં ! તમારામાંજ વિકાર ઉત્પન્ન થયો છે. ભુમી ભયાનક ! તમે સર્વથી નેષ્ટમાં નેષ્ટછો. જલદીથી મારા મકાનમાંથી તમે ચાલ્યા જાઓ. તમારી આવી વિચિત્ર રીતભાત પ્રથમથીજ જાણવામાં હોત તો તમારી સાથે કદાપી પણ બંધુત્વ ભાવ બાંધત નહીં ! જાઓ તમારાથી ખુનીનો પત્તો મેળવી શકાશે નહીં. તમે ઘણાજ કૃતઘ્ની અને પાપીષ્ટ પ્રકૃતિના માણસ છો.

મહાશય ! શાંત થાઓ; જે કાંઇ કહેવાનું હોય તે કહો. હું તમારો દાસ દાસી જેવો નોકર નથી કે આજ્ઞાનુંસાર તમારૂ સ્થાન ત્યાગ કરી જાઉ. આપનો મત લીધા શિવાય નોકરીને અનુસરી આ કાર્ય હાથમાં લીધું છે.

સઘળી વાત મૂકી દઇ એકદમ તમે મારા મકાનમાંથી ચાલ્યા જાઓ.

હું તમારી પાસે ભીક્ષાર્થે આવેલો નથી. તમારે જરૂર હતી તોજ મને વિનંતિ કરી બોલાવ્યો છે.

" એજ મારી મહાન ભૂલ થઇ છે.

" ભ્રમ દુર થશે ત્યારે ખરૂ સમજાશે.

" ઠીક છે !

" હવે જાઉ છું.

" જાઓ.

અમરસિંહ ઉતાવળે પગલે ચાલ્યો ગયો, સુર્યરામનું મકાન ત્યાગ કરી તે સરીયામ રસ્તા ઉપર ચાલવા લાગ્યો, ફરી એકવાર વાંકી નજરે સુર્યરામના મકાન પ્રત્યે તેણે જોયું, તો પાછળ કેટલેક દુર એક સ્ત્રીને દોડતી આવતી જોઇ. તે કોણ સ્ત્રી હતી તે સહજમાં પોતે ઓળખી શક્યો.

એ રમણી કોણ ? એજ ભયંકરી ! જેની સાથે આગલી રાત્રે મેળાપ થયો હતો તેજ એ હતી !

"અહા ! પીસાચીની એ કુળ લજ્યાનો પણ પરિત્યાગ કર્યો ? અમરસિંહ પોતાના મનમાંને મનમાંજ બબડ્યો.

અમરસિંહને ચીંતા ગ્રસ્ત જોઇ તે સ્ત્રીએ હાસ્ય સુક્તવદને બોલી.

"મહાશય ! કેમ ઉભા ? આ આપની રીત કહેવાય કે? પોતાના પગ માં પોતેજ કુહાડો મારવા તૈયાર થાઓ છો એ શું વ્યાજબી છે? એ પ્રમાણે કહી તે સ્ત્રી હસવા લાગી.

તે હસવું માધુર્યતાનું નહોતું, પરન્તુ એક પ્રકારનો ભય દર્શાવનારૂ હતું! જે હસવાથી અંતઃકરણમાં ભય ઉત્પન્ન થતો હતો.

અમરસિંહનું હૃદય વજ્રસમાન હતું, તે સ્ત્રીના વિદ્યુત વીકારવત હસવાથી તેના હૃદયમાં કંઇ પણ અસર થઇ નહીં, તેણે તેને પૂછ્યું. "તમે આ વખતે અહીં ક્યાંથી?

અમે આવી પહોચ્યાં છીયે. આપના મીત્રની સાથે આપની એકાંત સમજી આપને એકાદ બે મીષ્ટ વચનો કહી ખુશી કરવા આવી છું! મૃદુ-હાસ્ય કરતાં રમણીયે કહ્યું.

તે વાત સાંભળી અમરસિંહના મનમાં લજ્યા ઉત્પન્ન થઈ. તેણે નીચી નજરે નીહાળતાં કહ્યુ. તમે ઘણાંજ અવર્ણનીય સ્ત્રી છો.

બસ! આજે આટલો વાર્તાલાપજ બસ છે. રમણીએ હાસ્ય અને રોષ કરતાં કહ્યું.

અતિ ઉત્તમ? ફરીથી મળીશું! તમારે કામ હશે માટે જાઓ, મારે પણ કામ છે.

એમ કહી બંને જણે પોતપોતાની ઇચ્છાનુસાર રસ્તો પકડ્યો.



# પ્રકરણ ૭ મું.

## જાલમસિંહની બાહાદુરી.

અમરસિંહ કેટલેક દુર નદી કીનારા નજીક આવી ઉભો. સ્વેચ્છાનુંસાર તેણે પુષ્કરીણી નદીના જળમાંથી અવતરણ પૂર્વક એક અંજલી જલ પોતાના હાથમાં લીધું, અને નાસાગ્ર આગળ ધર્યું. એ પ્રમાણે કેટલાક વખત સુધી ધારણ કરી રહ્યો, તેને પાછું ફેંકી દીધું. તે વ્યગ્ર ચીત્તે આકાશ તરફ જોવા લાગ્યો, તેને તે અસ્વચ્છ દેખાવા લાગ્યું. ફરીથી તેણે નદીના વેહેતા જળ તરફ નજર નાંખી, નજીકમાંજ બેચાર બીંદુ લોહીનાં આવતાં તેની નજરે પડ્યાં. પાસે આવતાંજ તેણે પરિક્ષા કરી તો તે પુરૂષ વર્ગનું રક્ત છે એમ જણાયું. કેટલીકવાર તેણે વિચાર કર્યા કીધો. વિચાર્યું કે રક્તના દાગ કીઇ બાજુ પર જાય છે. તેને તે સ્થીર માલુમ પડ્યા. તેના, મનમાં આશાનાં કીરણોનો ઉદ્ભાવ થયો, તે ઉલ્હાસ પૂર્વક બોલી ઉઠ્યો. “ ઠીક ઠીક! જે બાજુએથી આ રક્ત બીંદુઓ આવ્યાં છે, તે બાજુ પરજ તપાસ કરીશ તો પત્તો મળી આવશે! આશાના ઉત્સાહમાં જે બાજુએથી રક્તનાં બીંદુઓ આવતાં હતાં તે બાજુ પર તેણે ચાલવા માંડ્યું. પાણીમાં વહન કરતી રક્તની રેખા તેને એક વૃક્ષ તરફથી આવતી નીહાળાઇ. તે વૃક્ષ નીચેની જમીન ખોદી જોવાની ઇચ્છા થઇ. વૃક્ષની જગ્યાની નિશાની રાખીં તે ખોદનાર માણસને લઇ આવવા માટે વિચાર કરવા લાગ્યો, પણ તેને ઠીક લાગ્યું નહીં. તેણે પોતેજ તે કામ કરવાનું નક્કી કર્યું, ખોદ્યું. પણ કાંઇ નજરે પડ્યું નહીં. તેણે પોતાનો પ્રયાસ આગળ ચલાવવા ચાહ્યું; એટલામાં એક માણસને નદીમાં નાહાતો તેણે જોયો. તેનો ચ્હેરો જોતાં તેને તે ભયાનક લાગ્યો. તે માણસની દ્રષ્ટી અમરસિંહના તરફજ લાગેલી હતી, અમરસિંહ તેનાં વિચીત્ર લક્ષણ વડે શંકિત થયો, તેના મનમાં તેને પકડી કેદ કરવાની પ્રબળ ઇચ્છા થઈ.

અમરસિંહ બાહ્યીક સ્નેહ દર્શાવતો તેની સમીપ ગયો, તેને સમીપ આવતો નિહાળી તે પુરૂષ સ્નાન કરતો હતો ત્યાંથી એકદમ ઉઠી કીનારાપર આવ્યો, અને ચાલવા લાગ્યો, અમરસિંહે તેને પૂછયું. "તારૂં નામ સ્યું ?"

મારૂં નામ જાણવાની તમારે સ્યું જરૂર છે ? સ્નાન કરી જતા યુવકે ઉત્તર આપ્યો

જાણવાની જરૂર છે.

કાંઇ પણ જરૂર નથી.

સંભાળીને બોલ્ય. બરાબર ઉત્તર આપ્ય. અમરસિંહે ઉગ્રતા દર્શાવતાં કહ્યું.

જો હું બરાબર જવાબ નહીં આપું તો તમે સ્યું કરી શકો તેમ છો ?

બરાબર જવાબ નહીં આપે તો એકદમ તને કેદ કરી લઈ જઇશ.

એટલીં બધી શક્તી ધારે છે ?

હા !

ત્યારે નામ બતાવતો નથી કેદ કર્ય.

અમરસિંહે પોતાની સાથેના માણસને તેનાજ વસ્ત્રથી બંધન કરવાની આજ્ઞા કરી. તે તરફ ધ્યાન નહીં આપતાં નવીન યુવકે દોડવા માંડયું. અમરસિંહ પોતે તેને પકડવા ગયો, બંન્નેમાં તોફાન જામ્યું. પરંતુ અમરસિંહે તેને પોતાની સાથેના માણસની મદદવડે બંધન કર્યો.

બંદિવાન થયેલા યુવકે અમરસિંહને ઉદ્દેશી કહ્યુ. "ખરે ભાગ્યશાળી ! આજે પણ બચી જવા પામ્યો છે. હું કોણ છું તે તું જાણે છે ?

"તાહારા બોલવા પરથી ત્હને ઓળખી શકું છું, પરંતુ તારૂ નામ જાણતો નથી"

"તું ડીટેક્ટીવોમાં શી રીતે સરદારી મેળવી શકયો છું, તે હું સમજી શકતો નથી" નવીન યુવકે અમરસિંહને ઉદ્દેશી કહ્યું.

"તેની ત્હારે જરૂર નથી, તું કોણ છે એ બતાવ્ય એટલે બસ છે."

"હું કોણ છું તે હજી પણ તું સમજી શકયો નથી, એ મ્હને આ-

શ્ચર્યજનક લાગે છે. સાંભળ્ય ! મારૂં નામજ જાલમસિંહ છે ! ”

“કોણ જાલમસિંહ ! તારૂં શરિર આટલું બધુ દુર્બળ કેમ દેખાય છે ?”

“અમર ! મારાં ગાત્ર ત્હારી ભીતીમાં ભાગી ગયાં છે. તારી હાથે વારંવાર પરાજય પામી હું લજ્જીત થયો છું. મેં મારી હાર કબુલ કરી છે. તારા હાથે બંધન થવું તે કરતાં આત્મહત્યા કરવી મેં ઉત્તમ માની છે, માટે દયા કરી આજ સમયે મારો પ્રાણ લે. અને તારી કીર્તિ અમર કર્ય. તારા શત્રુને સ્વધામ પોહોંચાડય.

અમરસિંહ તેનું એ બોલવું સાંભળી વિસ્મીત થયો. તેને ઘણુંજ અવલંવિત અને આશ્ચર્યજનક લાગવા માંડયું. તેણે જાલમસિંહને કહ્યું:—

“તારી મૃત્યુની માગણી જોઇ મને આશ્ચર્ય ઉત્પન્ન થાય છે. તારો અંતરનો ભેદ શું હશે તે હજી હું સમજી શકતો નથી. તારો જીવન તરફનો આટલો બધો વૈરાગ્ય અને સંસારની માયાનો ત્યાગ એ મને સંદેહ ઉત્પન્ન કરે છે ! તારા બોલવામાં કાંઇક ગુઢ ભેદ છે, એમ મને સમજાય છે. હું તે કળી શકતો નથી, માટે સત્ય કહે કે તારે આ વખતે છુટા થવાની ઇચ્છા છે ? ”

“અમરસિંહ ! મેં પાપ પૂન્યનો વિચાર કર્યો છે; પાપ કર્મમાં પ્રવર્ત્ત થવાથી નાશ થાય છે, એ ઉત્તમ રીતે સમજી લીધું છે. મારા કરતાં તું શ્રેષ્ટ છે. આજ રાત્રેજ મેં જે ઘોર કર્મ કર્યું છે તે સાંભળી તું તો શું પણ જંગલનાં જડ વૃક્ષો પણ કંપી ઉઠે તેમ છે.

“જાલમ ! તેં શું કર્યું છે, તે મ્હારે જાણવાની જરૂર નથી, પણ અવસ્ય ત્હનેં જીવનદાન આપીશ. તને મુક્ત કરીશ.

“ત્હારે તે જાણવાની જરૂર છે, મારે તે જણાવવાની જરૂર છે ! જણાવવા માટેજ હું અહીં આવ્યો છું, અને કાંઇ પણ વધુ તોફાન નહિં કરતાં ત્હારે તાબે થયો છું. જો સાંભળ્ય ! આજેજ મેં મારૂં સર્વસ્વ મારો પૂત્ર ત્હેનો નાશ મ્હારે હાથેજ કર્યો છે.”

“એવું અઘટીત કર્મ કરવાનું પ્રયોજન ? ”

ખોદે તેજ પડે, એ રીત્યાનુંસાર બન્યું છે ! તને ખબર છે કાલરાત્રે, મે એક પુરૂષ અને એક સ્ત્રીના સમક્ષ પ્રતીજ્ઞા કરી હતી કે આવતી કાલ રાત્રે બાર વાગતાં હું અમરસિંહને આ સંસાર બંધનમાંથી મૂક્ત કરીશ ! જે સ્ત્રી પુરૂષને તું ઓળખે છે.

હા ! હું તેમને ઓળખું છું, કરેલી પ્રતિજ્ઞા મેં કાનોકાન સાંભળી છે. ! તેથી હું ચેતીને રહ્યો છું.

પરમેશ્વર તને સાનુકુળ હોય એમ સમજાય છે ! જે યુવક અને યુવતિની સમક્ષ પ્રતિજ્ઞા કરી હતી તે તું સર્વ સાંભળી ગયો છે, એ મારા સમજવામાં આવ્યું હતું. મને પકડવાની તું યુક્તિ રમે છે એ પણ જણાવ્યું હતું. સમય પર્યંત સચેત રહી પછીથી તું નિંદ્રાધીન થશે એમ મારૂં ધારવું હતું. મેં મારા પૂત્ર સાથે તારો નાશ કરવાનો સંકેત સજ્જડ કર્યો. તેણે મારી સાથે આવવાનું કબુલ કર્યું, તે સાથે આવ્યો; પ્રથમથીજ મેં તેને સમજાવ્યું હતું કે જ્યારે હું વાડીમાં પ્રવેશ કરૂં ત્યાર પેહેલાં તેણે તપાસ કરી લાવવો. એ પ્રમાણે દ્દઢ સંકલ્પ કરી અમો ત્હારા મકાનપર ગયા. પુત્રે પ્રથમ પ્રવેશ કર્યો, હું આજુબાજુ તપાસવા રહ્યો. મને ચારે તરફ તપાસતાં વાર થઈ. પૂત્રને નિંદ્રા અને કાળે ઘેરી લીધો. તે મારી રાહ જોતો ત્હારા દિવાનખાનાના પલંગમાં સૂતો. સૂતો તેવોજ નિંદ્રાધીન થઇ ગયો. સંકેતાનુંસાર હું અંદર ગયો, કોચ પર સૂતેલા પૂત્રને મેં તનેજ ધાર્યો, તુરતજ તેની છાતીપર ચઢી બેસી બળ પૂર્વક મારી વિષ પાયેલી કીરીચ તેના પેટમાં ખોસી દીધી, તેણે અતિશય તરફડીયાં માર્યાં, દુઃખનો અવાજ માર્યો, સહજ સાદ ઓળખતાં મારી પાસેનો ગુપ્ત દીપ પ્રકટ કરી જોયું. તો તારા બદલે મેં મારા પૂત્રને પાયમાલીની સ્થીતીપર અવલોકયો. ત્યાંજ મારા હાંજા ગગડી ગયા. પરાકાષ્ટાએ તેણે પ્રાણ ત્યાગ કર્યો. મને સહજ જ્ઞાન ઉત્પન્ન થયું, શબને સંતાડી સાથે લાવ્યો, અને નદિમાં નાંખ્યું. અહીં સ્નાન કરતો હતો એટલામાં તારો મારો મેળાપ થયો, પછી સ્યું બન્યું તે નજર બહાર નથી માટેજ યાચના કરૂં છું કે મારો પ્રાણ ગ્રહણ કર્ય.

જાલમસિંહ ! એવી રીતે તારો પ્રાણ લેવાની મને સત્તા નથી. તારાં પાપ કર્મોના વિચાર પૂર્વક ન્યાય થતાં સજા પ્રાપ્ત કરીશ. તે ભોગવ્યા શિવાય તારો છૂટકો નથી.

હા ! ભોગવ્યા શિવાય ચાલશેજ નહિં ! તેમ વધુ આપત્તિ આવ્યા વિના રેહેશે પણ નહિંજ !

કેવી રીતે ?

તું મ્હને કંઇને કંઇ ખુનના સંબંધમાં સવાલ કરશેજ ! હું ખુની ટોળીનો સરદાર હોવાથી મ્હારી પાસેથી વધુ ખુલાસો માગશે, મ્હેં ક્યાં ક્યાં, કોનાં કોનાં, અને કેવી રીતે ખુન કર્યાં છે, તે ખુલ્લું કરાવવા ચાહાશે! એથી વિશેષ સ્યું ?

નહિં, તેમ કરવા માગતો નથી, પણ એકજ વાત જાણવા ચાહું છું !

ઠીક ! જે પૂછવા ચાહે છે, તે હું સમજ્યો છું. સૂર્યરામના ઘરમાં જે લાસ મૂકવામાં આવેલી છે, તે નલિનિ છે કે અન્યની ?

ના, તે પણ નહિં.

ત્યારે વિશેષ સ્યું જાણવા મરજી છે ?

જે ધડ સૂર્યરામના ઘરમાં હાલ છે, તેનું માથુ તારી પાસે મોજુદ છે કે, ગૂમાવ્યું છે ?

મેં તેનો નાશ નહિ કરતાં અતિશય કાળજી પૂર્વક સાચવી રાખ્યું છે, ત્હારા જેવા દશ હજાર ડીટેક્ટીવો એકત્ર થાય તથાપિતે મળવું મુશ્કેલ છે.

ત્હારી ધારણા તદ્દન ભૂલ ભરેલી છે. ઇચ્છીત સમયે તે પ્રાપ્ત કરવા મ્હારે પરિશ્રમ ઉઠાવવો નહિંજ પડે !

તદ્દન ભૂલ ભરેલો વિચાર ! ધારણામાં ધુળ ! ખોટીજ માન્યતા ! જે સ્થળે તે મસ્તકને મુકવામાં આવ્યું છે, તે સ્થાન ત્હારા સમીપ દર્શાવવા છતાં પણ ત્હેનો પત્તો ત્હને લાગશે એ મનાતુંજ નથી !

તે સ્થાન મ્હેં નિહાળ્યું છે !

ક્યાં ?

આજ પુષ્કરણી સમીપ !

ઠીક ! એ પુષ્કરણીના તટ સમીપજ એ છીન્ન મસ્તક મૂકવામાં

આવ્યું છે. પણ હાથ કરવું અતિ દુસ્તર છે. સાંભળ્ય ! હવે મ્હારા મનમાં કોઇ પણ પ્રકારનો અંતરાય કે દ્વેષ નથી, એટલે સત્ય કેહેવામાં હરકત સમજતો નથી. અને તેથીજ સત્યવાત સમજાવા તૈયાર થયો છું. ધ્યાન આપ્ય ! પુષ્કરણીના દક્ષિણ તટ સમીપ જે પાહાડની ટેકરીઓ દેખાય છે, તેના ઉપર એક મહાન વિસ્તીર્ણ તાડનું વૃક્ષ છે, તેના શિરોભાગ પર તેને લટકાવવામાં આવ્યું છે, ઇચ્છાનુસાર અનુકૂળ સમયે ઉઠાવી લાવશે, તો મ્હને હરકત નથી.

ત્યારે તેં જેનું ખુન કરેલું છે, તે બાલક કોણ ?

તેનું નામ મળશે નહિં.

ત્યારે ખુની તનેજ ગણવો ?

હા મનેજ !!

મ્હારે ત્હને બંદીખાનામાં મોકલવો પડશે !

ખુશીથી. ત્યાં જતાં મને કાંઈ ક્ષોભ થવાનો નથી.

તું આને મોહનપુરના ફોજદાર સમીપ મૂકી આવીશ ? હું અહીંજ રહીશ ! વૃક્ષ ઉપર લટકાવેલા મસ્તકને મેળવવા પ્રયત્ન કરીશ. તું આવીશ ત્યારે તને ત્હારી મજુરી મળશે. અમરસિંહે પોતાની સાથેના માણસને ઉદ્દેશી કહ્યું.

"જેવી આજ્ઞા." એ પ્રમાણે કહી અમરસિંહની સાથેનો માણસ જાલમસિંહને લઇને ચાલતો થયો.

જાલમસિંહે કહેલી વાર્તાપર અવિશ્વાસ લાવવાનું અમરસિંહને કાંઇ પણ કારણ મળ્યું નહિ. તે પુષ્કરણીના દક્ષિણ કીનારાપર આવેલા તાલ વૃક્ષ સમીપ ગયો, અને જાલમસિંહે લટકાવેલા મસ્તકની તપાસ કરવા લાગ્યો. કાંઇપણ માલુમ પડયું નહિં. જાલમસિંહને અસત્ય બોલવાનું કારણ કળી શકયો નહીં. એટલામાં જાલમસિંહને મૂકવા મોકલેલો માણસ આવી પોહોંચ્યો. જુજ સમયમાં તેને આવેલો નિહાળી અમરસિંહે તેને પૂછયું. "કેમ, સ્યું સમાચાર ?"

માહારાજ ! અતિશય દુષ્ટ ! વાત કહી શકાય તેવી નથી, આપનાથી

કેટલેક દૂર ગયા બાદ તેણે બહુજ હસવા માંડ્યું; તેના તે હસવાથી મ્હને કાંઇક ભય ઉત્પન્ન થયો. છતાં હું કાંઈ પણ બોલ્યો નહીં, પરંતુ તેણેજ મને કહ્યું. હું જેલમાં જવાનો નથી, ત્હારી સાથે આવવાનો પણ નથી. માટે હું કહું તેમ કર. જીવ બચાવવાનો માર્ગ દર્શાવું, તે માર્ગે જા. હું ત્હને એક પત્ર લખી આપું છું, તે ત્હારા મૂર્ખ અમરસિંહને જઇને પોહોંચાડય, ત્હારી તે મજુરીના બદલમાં હું ત્હને એક રૂપીયો આપું છું. નહીં માને તો આ છરીથી તારો શિરચ્છેદ કરીશ. એમ કહી તરતજ તેણે મજબુત રીતે બાંધેલા બંન્ને હાથ એકદમ છોડી નાંખ્યા. એક પત્ર તથા એક રૂપીયો મ્હારા ઉપર ફેંકી ચાલતી પકડી. પ્રાણ રક્ષા અર્થે ત્હેને કાંઈ પણ ન કહેતાં હું અહીં આવ્યો છું.

અમરસિંહે જાલમસિંહે આપેલો પત્ર હાથમાં લીધો, અને તેમાં લખેલી હકીકત વાંચવા લાગ્યો.

**માન્યનિય અમરસિંહજી !**

મીથ્યા માથાફોડ મૂકી જેમ બને તેમ જલદીથી ઘર તરફ ગમન કરવામાંજ તમારી મહત્તા છે. મૂર્ખ ! ગઈ કાલ રાત્રે ચાર વાગતાં ત્હારા મકાનને અગ્નીદેવને હસ્તક સોંપી આવ્યો છું. અત્યારે તો તે બળીને ભસ્મ થઇ ગયું પણ હશે. મેં પુત્રહત્યા કરવાના સંબંધમાં જે કાંઈ કહ્યું છે તે ખરૂં માનીશ નહિં, એવો તે કોણ મુર્ખ હોય કે પોતાના પુત્રની હત્યા પોતેજ કરે ? એમ કહેવાનું કારણ માત્ર ત્હને જલદી ઘર આગળ જતો અટકાવવાનું હતું. વિચાર કર કે હું ત્હારા કરતાં કેટલો બાહોશ છું ? મેં ત્હને કેટલીવાર નાસીપાસ કર્યો છે ? તોપણ તારો પ્રાણ લેવાની મેં ઇચ્છા કરી નથી, કારણ કે ત્હને મારવાથી કાંઇપણ મહાન લાભ થનાર નથી, પણ તું જીવે તેમાંજ મ્હને મહાન લાભ છે. હવે કાંઇ કહેવાનું કે લખવાનું બાકી નથી, છતાં એક વાત હજી રહી જાય છે, તે વાંચી તને હસવું આવશેજ ! ! અમરસિંહ ! ત્હારી આટલી બધી મુર્ખાઈ જોઈ મને અત્યંત હસવું આવે છે. ત્હેં મ્હારાપર વિશ્વાસ મૂક્યો, અને લટકાવેલા મસ્તકને ખોળવા ગયો, એ કેટલું બધું ધિક્કારવા યોગ્ય કહેવાય ? શત્રુનો વિશ્વાસ કરનાર તારા જેવા કેટલા મૂર્ખો આ દુનિયામાં વસતા હશે ? ત્હને

ડીટેકટીવ કોણ કહેશે ? ઇતિ.

તારો યશમર્દન

**શ્રીયુત જાલમસિંહ ઝાલા.**

પત્ર વાંચી અમરસિંહને પારાવાર હસવું આવ્યું, અને તે મોટેથી બોલી ઉઠયો. "ખરેખર ! જાલમસિંહ ! હું મુર્ખ ! એકવાર નહિ અને હજારવાર મુર્ખ ! તું ચતુર ! ત્હારૂં લખવું સત્ય છે, નહિ તો મ્હારા જેવો ડીટેકટીવ મંડળમાં મુખ્ય મનાતો, અને હુંશિયારમાં લેખાતો ત્હારા જેવા શત્રુના હાથમાં સપડાય, અને શત્રુના બોલવાપર વિશ્વાસ રાખે તેથી બીજો મૂર્ખ કીયો હોય ? જાલમસિંહ ! નિશ્ચય ! અત્યારે હું પ્રતિજ્ઞા કરૂંછું કે જો હું ત્હને બંદિવાન બનાવી જેલમાં નહિ મોકલાવું તો આત્મઘાત કરીશ ! કોઇને મોંહુ બતાવીશ નહિ ! ! " એ પ્રમાણે પ્રતિજ્ઞા કરી તેણે પોતાના ગૃહ તરફ ગમન કરવા માંડયું.

હજુર ! મને મજુરી આપોને ? પાસે ઉભેલા મજુરે કહ્યું

"લે" એમ કહી અમરસિંહે પોતાના ખીસ્સામાંથી પાકીટ કહાડી જે કાંઇ હાથમાં આવ્યું તે આપ્યું. શું આપ્યું તે તેણે જાલમસિંહે પોતાના ઘરને આગ લગાડયાનું કહેવાથી ચીંતાતુર બનેલો હોવાથી તપાસ્યું નહિ, અને તરતજ ચાલવાની તૈયારી કરી.

મહારાજ ! કાંઇ પુછવું છે ?

શું પુછવું છે ?

મુખે કહી શકાય તેવું નથી, પણ કાંઈ બતાવવાનું છે.

લાવ્ય, શું બતાવવાનું છે ? જલદીથી બતાવ્ય.

બીજું કાંઇ નહિ, પરંતુ આ પત્ર છે.

જોઇએ જોઇએ ! વળી શું છે ? અમરસિંહે પત્ર હાથમાં લઈ ઉઘાડવા માંડયો. કોનો પત્ર છે, અને કયાંથી લાવ્યો છે, તે તેણે કાંઈ પણ પુછયું નહિ, પણ પત્ર વાંચવા માંડયો.

મુર્ખ અમરસિંહ !

ઉતાવળો થઇશ નહિ, ત્હારૂં ઘર તો ક્યારનુંએ બળીને ભસ્મ થઇ ગયું હશે. ઘર તરફ ગમન કરતા અગાઉ મ્હારી એક વાતપર લક્ષ આપજે. ત્હારા પાકીટમાંથી શ્યુ ગુમાવ્યું છે, તે તપાસજે.

ઉપરના શબ્દો વાંચતાં વારજ અમરસિંહે પોતાનું પાકીટ તપાસ્યું, તો એક કાગળ શિવાય તેમાંથી કાંઇ પણ હાથ આવ્યું નહિ. તેને યાદ આવ્યું; ફરીથી પાકીટ ઉઘાડી જોયું, તો ત્હેમાં મૂકેલી બન્ને ચિઠીયો ખોવાયેલી જણાઇ. પાકી ખાત્રી થઇ કે જાલમસિંહેજ તે હસ્તગત કરેલી હોવી જોઇએ; વિમાસણને વેગળી મૂકી અધુરો રહેલો પત્ર વાચવાનું પાછું શરૂ કર્યું.

"અમરસિંહ ! શ્યુ ગુમાવ્યું છે, તે તેં જાણ્યું હોવુંજ જોઇએ ! વિચાર કર્ય કે ત્હારા કરતાં મેં કેટલી બેહદ ચતુરાઇ વાપરી છે ! જે માણસને ત્હેં ખોદવા માટે રાખેલો છે, તે ત્હારો કેવો હીતેંપિ છે, તેનો વિચાર કરજે. તે માણસ ત્હારો નહિ, પરંતુ મ્હારો પોતાનો મોકલેલો મ્હારોજ અનુચર છે! જ્યાં સુધી હું ઇચ્છા કરીશ ત્યાં સુધીજ તું ટકી રહેશે ! સાવધાન રહેજે ! સંભાળજે ! ! હજી તો પોલિસ સુપ્રીન્ટેન્ડેન્ટ સાહેબ ત્હારી વિશેષ ખાત્રી કરશે ! અન્યાય અને બદમાસીપણાએ કરીને તેં યશ સંપાદન કર્યો છે ! ત્હારા ઉપરીઓને વ્હાલો થયો છે, હવેજ સમજાશે કે કેવી રીતે કાર્ય પર ઉતારે છે ! હું ત્હારી પાસે પાસે અને પાછળ પાછળજ છું ! અદ્યાપિ પર્યંત મેળવેલી પ્રખ્યાતીને હવેજ કલંક બેસસે. વધુ લખવાની હાલ કાંઇ આવસ્યકતા નથી. માત્ર દસ કલાકમાંજ કેવી ઘોર વિપત્તિમાં તું આવી પડે છે, તે તપાસજે. હજીપણ સાવધાન રહેવા યત્ન આદરજે ! ઇતિ

**લી. અમરસિંહનો ગર્વ ઉતારનાર**

પ્રબળ પ્રતાપી

**જાલમસિંહ ઝાલા.**

પત્ર વાંચી અમરસિંહ પોતે તર્કમાં ગર્ક થઇ ગયો. અદ્યાપિ પર્યંત

કોઇ પણ ગુન્હેગારથી હાર નહિ પામેલાનો આજે ગર્વ ગળી ગયો. કોઇ પણ પ્રકારે જાલમસિંહને જડમાંથી નાબુદ કરવાને આગ્રહી બન્યો ઉતાવળે પગલે તે પોતાના ઘર આગળ આવી પહોચ્યો. જોયું તો ખરેખરજ પોતાના મકાનને અગ્નિદેવને હસ્તક સોંપેલું તેણે નિહાળ્યું. હજી તે અગ્નિ ઓલવાયો નહતો. ક્યાં અને કયી તરફ જવું એનો વિચાર થતો હતો, તેટલામાં પોતાના ઉપરી પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ટની પધરામણી થયેલી તેણે જોઇ.

અમરસિંહને જોઇ તે પોતાના ઘોડા ઉપરથી નીચે ઉતર્યો, અને કહેવા લાગ્યો. "અમરસિંહ! "Very Glad" બહોત અચ્છા હુવાકે તુમકો દેખ શકા."

પોલીસના અધિકારી સાથે આવેલા અન્ય પોલીસના નાહાના અધિકારીઓને પણ અમરસિંહને જોઇ હર્ષ થયો અમરસિંહને હયાત જોઇ તેઓ પણ જગદીશ્વરનો આભાર માનવા લાગ્યા સહુ કોઇ અમરસિંહને લાલની અંદર બળી ગયેલો સમજતા હતા, તે અમરસિંહને જીવતો જોઇ આનંદ પામે એમાં નવાઈ નહોતી.

અમરસિંહને પોતાનું મકાન બળી ગયેલું નિહાળી અત્યંત ખેદ ઉત્પન્ન થયો. ત્હેના મુખપર શોકનાં ચિન્હ છવાઈ ગયાં. પોલિસ સુપ્રીન્ટેન્ડેન્ટ અમરસિંહને શોકાન્વીત જોઇ તેનું શાત્વન કરતાં કેહેવા લાગ્યો.

"અમરસિંહ! ગભરાઓ મત, હમ તુમકો અમારા એક બેંગલો બક્ષીસ દેતા હય, દો દીનમેં વો તુમકો મીલેગા! વહાં તક દુસરા મકાન ભાડેસે લે લો. ડરો મત. એ બદમાસકુ ઠેઠ પોચાઓ."

અમરસિંહે કાંઈ પણ ઉત્તર નહિ આપતાં સલામ કરી સંતોષ દર્શાવ્યો. સાહેબ ત્હેના મનનું શાંત્વન થયેલું સમજી તરતજ ઘોડેસ્વાર થઈ પોતાના બંગલા તરફ રવાના થયા. અમરસિંહને પણ સાહેબની સાથે આવેલો ઇન્સપેક્ટર વિજયસિંહ અત્યાગ્રહથી પોતાને ત્યાં લઇ ગયો.



# પ્રકરણ ૮ મું.

## અનાથ બાળાપર અત્યાચાર.

"દયા કર્ય ! દયા કર્ય ! ત્હારે શર્ણે રાખ્ય ! જગદિશ્વરી ! દયાળુ દેવી ! અત્યારે તું કયાં સંતાઈ રહી છે ? અસુર ગર્વ ઉતારનારી અંબિકા ! આવ્ય ! આવ્ય ! કુમારીકાની રક્ષા કરવી એ ધર્મ કેમ ઓળંગે છે ? માતા પૂત્રીની રક્ષા નહિ કરે તો કોણ કરશે ? અસુરોનો સંહાર કરવામાં જે સામર્થ્ય વાપરવું પડયું હતું, તે અહીં વાપરવાનું નથી ! ઘાતકી મનુષ્યના હાથમાંથી ગાય છોડાવવાને અતિશય બળનો ઉપયોગ કરવાનો નથી ! મનની મહાવ્યથા અન્ય મનુષ્યને કહી શકાય તેમ નથી ! દેવી ! ત્હારા શિવાય કોઈ અંત લાવી શકે તેમ નથી !

નહિંજ આવે ! નહિજ સાહ્ય કરે ! દેવી પુસ્કરીણી ત્યારે તુંજ શર્ણ રાખ્ય ! ત્હારૂં નિર્મળ જળજ મ્હારો સંગ્રહ કરશે ! હે અશ્રુપ્રવાહ ! હવે તમે એક બાજુ હઠી જાઓ. શોક ! ત્હારી સમામી થાઓ ! આશંકા ! આશંકા ! હવે ત્હારો દેશનિકાલ થાઓ ! પુસ્કરીણીના પવિત્ર જળમાં વસનારાં જળચર પ્રાણીઓ તમે વ્હેલાં વ્હેલાં આવો ! મ્હારા આ દેહને તમારી ક્ષુધા નિવારવા ખાઓ ! ! હે દેવિ ! ત્હારી હજુરમાં આવું છું ! જય અંબે ! જય અંબે ! ! એ પ્રમાણે ઉન્માદાવસ્થામાં બોલતી એક અનાથ અને દુઃખી બાળા પુષ્કરણીના પવિત્ર પણ શ્યામ દેખાતા જળની અંદર ઝંપ્પાપાત કરવાને તૈયાર થઈ. તેણે અન્ય કાંઈ પણ આશંકા નહિ લાવતાં પાણીમાં પડતું મૂકવાની તૈયારી કરી; તેવામાં પાછળથી તેના કર્ણે અવાજ અથડાયો.

"સબુર ! સબુર ! અમુલ્ય મનુષ્ય દેહનો આમ નિરર્થક નાશ કરવાથી શું ફળ મળનાર છે? આત્મ હત્યા કરી આયુષ્ય ગુમાવવાથી શું વળનાર છે ? મોજ મજાહ માણવાની, આશકોને આનંદ આપવાની, સં-

સારનાં સુખ ભોગવવાની, અને જગત જેને આનંદદાયી માને છે, તે નષ્ટ કરવાની શ્યા સારૂ તૈયારી કરે છે? આમજો! હીંમ્મત હાર્ય નહિ!!" અનાથ બાળાને કાને આ શબ્દો અથડાયા! તેણે તે બોલનાર તરફ પોતાની દ્રષ્ટી ફેરવી, તો જેનાથી કંટાળી જંપાપાત કરવા આવી હતી તેજ દુષ્ટ ત્હેની નજરે પડ્યો. તેણે તેને કહ્યું.

"જાણ્યું! જોયું! મ્હારી આશા મૂકી દે. ત્હારી દુષ્ટ વાસના પૂર્ણ થશે એ આશા રાખવી વૃથા છે! જા! આવ્યો તેજ રસ્તે પાછો જા."

"વિદ્યા! વિદ્યા! થયું છે શ્યું? ચાલ્ય મ્હારી સાથે ચાલ્ય! મ્હને આશાભંગ ન કર?"

"જે કાંઇ થયું છે તે હુંજ જાણું છું! હુંજ સમજું છું! ત્હારા જેવા દુષ્ટને દેહ અર્પવા તે કરતાં આત્મ હત્યા કરી ઇશ્વર સમીપ હાજર થવું ઉત્તમ માનું છું.

"શું છે તે કહે તો ખરી? મ્હારા સામું જો. મ્હારી મહદ્ આશાનો ભંગ ના કર્ય. મ્હારૂં શ્યું થશે ત્હેનો વિચાર કર્ય. દયા કર્ય! દયા કર્ય!!"

"તુજ વિચાર! ધર્મરાજ્યમાં ધાડ સંભવિત છે? સરળ હૃદયની, ઉત્તમકુળની કુમારીકાનું કન્યાવ્રત ખંડન કરી અનાચારની ઇચ્છા કરવી એ યોગ્ય છે? અનાશ્રીત બાળાના હૃદયમાં શોકાગ્નિ પ્રજ્વલીત કરવો એ સમજુ પુરૂષોનું કર્ત્તવ્ય છે?

પ્રદીપ્ત અગ્નિમાં પગ મૂકી કોઈ સુખી થયું છે? વિષનો પ્યાલો પાનાર અને પીવા ઇચ્છનાર વિષથી વિરક્ત રહ્યો છે? નાઃના! કદી નહિ! જે ઝેરની જ્વાળા મારો પ્રાણ લેવા તત્પર થઈ છે, તેજ તને પ્રજાળશે! ત્હારો પ્રાણ લેશે.

"વિદ્યા! હજી મ્હારી થા! મ્હારા સામું જો! કાંઈ વહી ગયું નથી, મ્હારી થવામાંજ માલ છે. મ્હને બેહાલ કરી મૃત્યુના મુખમાં મૂકવામાં ત્હને લાભ નથી. ત્હારો જાન જશે, મ્હારો જશે ત્હારાં માતા પિતા અને ભાઇ ભગિનિ દુઃખી થશે!

મ્હારો જાન જાય તો ભલે જાય! પાપ કર્મ કરનારને પાપનાં ફળ મળે છે, પાપી પાપનો ભોક્તા થશેજ! કુમારીકાપર ગેરવ્યાજબી બળ વાપરનાર પોતે પ્રલય પામશેજ!

"રાક્ષસી! મ્હારો પ્રલય ચાહી પારાવાર સુખી થઇશ! યાદ રાખ્ય, ગમે તેટલા પ્રયત્ન આદર; પરંતુ એક વખત હું તને મ્હારી બનાવીશ! પ્રાણ સંકટે પણ ત્હારે પસ્સો નહિ મૂકું, છતાં નહિજ માને તો પળ પળ પસ્તાવો કરતાં, દુઃખી હાલતમાં દેહ છોડે તેવો રસ્તો હાથ ધરીશ!

"દુષ્ટ દયાહિન! તેથી અધિક તો કરી શકવા સમર્થ નથીજ ને? મ્હારા સર્વસ્વનો નાશ કરી હજીપણ સંતાપવા માગે છે? ત્હારે કરવું હોય તે કરી લે.

"દુષ્ટ! ત્હારા જેવી હજારો હઠીલીઓને તેમની હઠ મૂકાવી ચમનમાં ખોદાચાડી છે, તેમનાં પતિવ્રત તજાવ્યાં છે, ત્હારા પણ તેજ હાલ થશે."

એમ કહેવાથી ત્હારો મનોર્થ સિદ્ધ થશે. એમ સમજે છે?

ના, નહિ થાય! વિરહ વેદનાની વૃદ્ધિ થશે, વિયોગ વન્હી વધુને વધુ સતાવશે, જો સાંભળ્ય. જે દિવસથી મેં ત્હારી બ્હેનનું ખુન કર્યું છે ત્યારથી તું મ્હારા સામું જોતી નથી, હું તે સમજું છું, ત્હારા માટે રાત્રી દિવસ ઝુરૂં છું, મ્હારા સામું જો. હજી પણ માની જા.

મનુષ્ય ભક્ષક નરપિશાચ! કાંઇક તો ઇશ્વરનો ડર રાખ્ય? દયાહિન! મારી સામેથી ચાલ્યો જા, પીડાતી બાળાને પ્રજાળવાનું પડતું મૂક્ય. કોઈ બીજીને શોધ. મ્હને છેડવામાં માલ નથી. મારીશ, મરીશ; પણ ત્હારા આધીન થઇ ત્હારી દુષ્ટ વાસનાને વશ વર્ત્તિશ નહિ! વર્ત્તિશ નહિ!

વિદ્યા વિવેક રાખ્ય. અનલ સાગરમાં હડસેલી મૂકી હવે છવન સર્વત ચાથડવા અને અથડાવવાની હઠ તજી દે. ત્હારૂં મ્લાન મુખ જોઇ મ્હારૂં હૃદય કંપે છે, હું ત્હારે શરણે આવ્યો છું. એક વાર મ્હને ત્હારો કરી માન્ય. હું ત્હારે પગે પડું છું.

નર્કાધિકારી નરાધમ! ત્હારી જીભને અટકાવ. ત્યાંજ ઉભો રહે. પાસે આવ્યો તો હમણાંજ પરાસ્ત કરીશ! આ છરી વડે ત્હારો શિરચ્છેદ કરીશ!

મ્હારો શિરચ્છેદ કરીશ? દુષ્ટા નથી માનતી? લે ત્યારે એમ કહી વિષય વાસનાને વશ થએલા વિષયસિંહે વિદ્યાના મુખપર મુષ્ટી પ્રહાર કર્યો, બીચારી સાહ્ય વિનાની બાળા તેથી બેભાન બની પૃથ્વીપર પડી. વિષયસિંહ તેના મુખ પ્રત્યે વારંવાર નિહાળતો અને અનાદર માટે તીરસ્કાર દર્શાવતો એકદમ પલાયન કરી ગયો.

મૃતપાય વસ્થામાં પડેલી ભાન વિનાની બાળા અર્ધા કલાક પર્યંત ભૂમીપર પડી રહી, તેને થોડું થોડું ભાન આવવા લાગ્યું. તેણે પોતાનાં નેત્ર ઉઘાડ્યાં, પોતાની પાસેજ દુષ્ટ વિષયસિંહને બદલે કોઇ પરોપકારી પુરૂષને ઉભેલો જોયો. તુર્તજ મોહા પરાકાષ્ટાએ તે બેઠી થઇ, તેને દુઃખી જોઇ તે દયાળુ પુરૂષે આશ્વાસન આપતાં પૂછ્યું.

બાળા આ સ્થળે આવી બેહાલ સ્થીતિમાં કેમ પડ્યાં છો?

આ સંસારમય મહા સ્મશાનમાંની બળતી બાળાઓમાંની હું પણ એક છું. જગદીશ્વર આ પાપી પુરૂષોથી કલંકીત થતા સંસારમાંથી મુક્ત કરે એટલુંજ ચાહું છું.

એવું તે તમારે શિર શ્યું સંકટ છે કે દેહ નાશ પર્યંત દોડી જવાની ઇચ્છા ધરાવો છો?

હૃદયનું દુઃખ હૃદય જાણે છે. અંતરની મહાવ્યથા અન્યને કહેવાથી હલકી થતી નથી, તો પછી નિરર્થક કોઇને કહેવાથી શ્યું વળનાર છે?

બાળા! ધૈર્ય ધારણ કરવું એ ધરાપર જન્મ લેનાર મનુષ્યનો ધર્મછે. શ્રીહરિ સર્વને સ્હાય કરે છે, અસહાયનો સ્હાયક અંતર્યામી હમેશાં હાજર છે. આત્મહત્યા કરી વગર મોતે મરવું એ કાયરનું કામ છે. ધીરજ રાખો; ગભરાશો નહિ. હું મ્હારાથી બનતી સહાય કરવા બંધાઉ છું. ગમે તેવા પ્રબળ શત્રુથી તમારૂં રક્ષણ કરવા પ્રતિજ્ઞા લઉ છું! તમારૂં દુઃખ મ્હને દર્શાવો. તમારી સઘળી હકીકત મ્હને સમજાવો ગમે. તેવો કળીયુગ વાપ્યો હશે, છતાં હજી આ ધરામાંથી ધર્મી પુરૂષોનાં ધૈર્ય અને દૃઢતા નાશ

બન્યાં નથી.

પરોપકારી પુરૂષ ધન્ય છે તમારી દયાને. તમે સહાય કરવાને સમર્થ છો તો સત્ય હકીકત કહેવાને કાંઇ પણ સંશય કરીશ નહિ. મહાત્મન ! સાંભળો. મારૂં જન્મસ્થાન મેદનીપુર છે. હું એક આબરૂદાર ક્ષત્રીયની કન્યા છું. મ્હારા પિતા ત્યાંના વતની છે. પ્રારબ્ધાનુસાર વડીલો પારજીત મીલ્કતની ઘણી ખરાબી થઇ ગઇ છે; પરંતુ આબરૂને લીધે કોઇ હલકું કામ મ્હારાં માત પિતા કરી શકે તેમ નહોતું, મ્હારે એક ન્હાની બ્હેન તથા ભાઇ છે, અમો આબરૂદાર પણ ગરીબ સ્થિતિમાં આવી પડેલાં હોવાથી અમારૂં ગુજરાન કરકસરથી ચલાવતાં હતાં. અમારા ગામમાં ત્યાંનોજ એક પરધન હરણ કરી પ્રાબલ્ય પામેલો વિજયસિંહ નામનો હલકી જાતનો રજપૂત રહે છે, તે પર દારાઓનું પાતિવ્રત નષ્ટ કરવામાં અને પૈસાવાળાઓનું ખુન કરવામાં રાતદિવસ મચ્યો રહે છે. આખા શહેરની વસ્તી તેના ત્રાસથી કંપી રહી છે. મારી મોટી બ્હેનપર તેણે તેની કુદ્રષ્ટીની નજર નાંખી હતી, તે બીચારી પોતાનું શિયળ સાચવતાં સ્વર્ગ સિધાવી છે; એટલેથીજ એ દુષ્ટ શાન્તિ પામ્યો નહિ. તેણે મ્હારાપર કુદ્રષ્ટી ફેરવી. એક દિવસ હું મ્હારાં ન્હાનાં ભાઇ બ્હેનને ચોકમાં રમાડતી હતી, તે સમયે તેણે તેના કામની સહાયક એક કુટ્ટણીને પત્ર આપી મ્હારા પિતા પાસે મોકલી. દ્વારમાંથી મારી માતા જે મારા પિતા બીમાર હોવાથી તેમની પાસે બેઠી હતી, તેણે લેઇ તે પત્ર લીધો; અને મ્હારા પિતાના હાથમાં આપ્યો. તે દુષ્ટ કુટ્ટણી તો તરતજ ત્યાંથી છ પાંચ ગણી ગઇ. જતાં જતાં તેણે મારા તરફ ધારી ધારીને જોયું, પરંતુ તેનો કાંઇ મર્મ હું કળી શકી નહિ, હું પણ મ્હારા પિતાની પથારી પાસે જઇ બેઠી. મ્હારા પિતાએ પરાકાષ્ટાએ પથારીમાંથી બેઠા થઇ તે પત્ર ઉઘાડ્યો, વાંચવા માંડ્યો, વાંચતાં વાંચતાં તેમનું હૃદય ભરાઇ આવ્યું, તેમણે કપાળપર હાથ પછાડ્યો, તેમની આંખોમાંથી અત્યંત અશ્રુપ્રવાહ વહેવા લાગ્યો. મ્હારી માતાએ તેમને હિમ્મત આપતાં પૂછ્યું. પત્રમાં લખેલી હકીકત જણાવવા જણાવ્યું. તેમણે મહા પરાકાષ્ટાએ ઉત્તર વાળ્યો. મ્હારી એક કન્યાના રક્તથી હજી તે દુષ્ટ તૃપ્ત થયો નથી, એટલામાં મ્હારી બીજી પુત્રીનાપર તેણે પોતાની નજર ફેરવી. હાય ! હાય ! હવે શું કરૂં ? કોને કહું ? મેં તેનું પાણી ગ્રહણ કરાવવા બહુએ પેરવી કીધી. પરંતુ

નિરર્થક! વર ત્યાં ઘર નહિં અને ઘર ત્યાં વર નહિ એ દુષ્ટ હત્યારો મ્હારો હજી પણ પીછો છોડતો નથી. હું મ્હારા પિતાનાં માર્મિક અને હૃદય ભેદક વચનોનો પુરેપુરો મર્મ સમજી શકી! કાંઇ પણ પિતાજીની આમન્યા નહિ રાખતાં મેં તેમને સમજાવ્યું. મ્હારા માટેજ આપનાપર દુઃખનો દરિયો ઉલટી પડે છે, મ્હારા માટેજ આપને આ મહાવ્યથા ઉઠાવવી પડે છે, એ હું સમજું છું. આપ નિશ્ચિત રહો. મ્હારાં નાનાં ભાઇ બ્હેનનું રક્ષણ કરો. એ દુષ્ટના હસ્તમાં કદાપિ પણ હું આવીશ નહિ! ત્હેના જેવા હજારો દુષ્ટોને મ્હાત કરવાની આપના પૂન્યે પરમાત્માએ મને બુદ્ધિ બક્ષી છે. પિતાજી! આપ શાંત થાઓ, ચિંતાનો ત્યાગ કરો. મ્હારા પિતાને તે દુષ્ટે લખેલા પત્રમાં જણાવ્યું હોવું જોઇએ કે રાત્રીના નવ વાગતાં મ્હારૂં બળજોરીથી હરણ કરશે મ્હારા પિતાએ તે કોઇને પણ જણાવ્યું ન હતું રાત્રીના નવ વાગવાનો સમય થવા આવ્યો હશે, તે સમયે તે મહા પાપીએ જોરથી દ્વાર હડસેલ્યાં. દ્વારને સાંકળ હોવાથી એકદમ ઉતારી નાંખ્યાં. એકદમ તે અંદર દોડી આવ્યો, મારા પિતાને પાદ પ્રહાર કરતાં તેણે ક્રુર સ્વરે કહ્યું. દુષ્ટ? આટલુ બધુ અભિમાન ? મારા હુકમનો અનાદર ? મ્હારા પિતાએ અત્યંત બુમો પાડી. તેમની બુમોથી અમો સઘળાં નિદ્રામાંથી જાગી ઉઠયાં. એકદમ હું મ્હારા મુખપર કપડું ઢાંકી દ્વારની પાછળ સંતાઇ ગઇ. ખુણાની ખીંટીપર મારા પિતાની ભરવેલી તરવાર મેં હાથમાં લીધી. હું દ્વાર સમીપ દોડી એટલામાં એક ફાનસનો પ્રકાશ મારા મુખપર પડયો, તેજથી મારાં ચક્ષુ મિંચાઇ ગયાં, આગળ વધવાનું અટકી પડયુ, એટલામાં પાછળથી એક માણસે આવી મ્હારો અંબોડો પકડયો, બીજાએ મ્હને બંધન કર્યાં. તેમના પાસમાંથી છુટવાનાં મ્હેં અતિશય ફાંફાં માર્યાં; પરન્તુ તે સઘળું નિરર્થક ? તેઓ મ્હને ઘસડી લઇ ચાલ્યા. હું બીકની મારી બેભાન બની ગઇ. તેથી કયાં લઇ ગયા તે સમજાયુ નહિ.

મ્હને ભાન આવતાં જોયું તો હું પરગ્રહમાં એક પલંગપર પડી હતી. સામેની બાજુ તે દુષ્ટ સમીપમાંજ બેઠેલો હતો. તેણે મને અતિશય સમજાવી, પણ મેં તેને કાંઇપણ ઉત્તર આપ્યો નહિં. કેટલાક દિવસ પર્યંત એમને એમ ચાલ્યું, મેં નાસવાની બહુએ યુક્તિઓ ખોળી, પરંતુ કાંઈ ચાલી શકે તેમ નહોતું. એક દિવસ તે દુષ્ટે બે રૂમાલે વિંટાળેલાં મસ્તક મારી સમી-

પમાં લાવીને મૂક્યાં, તે મ્હારા પિતાનાં હતાં મ્હેં તે ઓળખ્યાં. મ્હને ઘણુંજ લાગી આવ્યું દયા હિનપર મને અતિશય તિરસ્કાર છુટયો, મ્હેં વેર લેવાની દૃઢ પ્રતિજ્ઞા કરી. તે પાળવાની પળે પળે રાહ જોવા લાગી. મ્હારી ઉમ્મર તે સમયે સોળ વર્ષની હતી. ઉમ્મરના પ્રમાણમાં હદ ઉપરાંતની ધીરજ ધારણ કરીને દુષ્ટના પંજામાં નહિ સપડાતાં મેં ત્યાંને ત્યાંજ સાત માસ નિર્ગમન કર્યા. એક દિવસનો સમય જોઇ ત્યાંથી હું છટકી સિદ્ધી મ્હારા ઘર તરફ ગઇ. મ્હારાં નાનાં ભાડુંઓની તપાસ કરી તો તેમને પણ તે દુષ્ટ પોતાની હસ્તકમાં લઇ ગયાનુ સાંભળ્યું. ત્યાંથી જંગલને રસ્તે આગળ ચાલી, કેટલાંક અરણ્યો ઓળંગી આ પુસ્કરણીના પવિત્ર તટપર તેમાં પડતું મૂકી પ્રાણ આપવાને ઇરાદે આવી. જંપાપાત કરવાને તૈયાર થતી હતી, એટલામાં કયાંથીએ એ દુષ્ટ મારી પૂઠે આવી પોહોચ્યો. કેટલીક બોલાચાલી થયા બાદ મારી પાસેની છરી વડે તેનો શિરચ્છેદ કરવાને દોડી; પરંતુ તેટલામાં તો તે દુષ્ટે મ્હને મૂખપર પ્રહાર કરી પાછી બેભાન બનાવી મુકી. ભાન આવતાં આપતું પવિત્ર રક્ષણ પામવા ભાગ્યશાળી બની છું.

"બાળા ? તમારી હકીકતથી મ્હને અતિશય દુઃખ ઉત્પન્ન થયું છે. હજી મ્હારે તમને કાંઇ પૂછવાનું છે ? નવીન યુવકે કહ્યું.

"ખુશીથી પુછો. અભય આપનારથી કાંઇપણ અંતરાય રાખીશ નહિ.

"તમારો ભાઇ બ્હેનનું શું થયું તે તમે જાણો છો ?

"હા : તે દુષ્ટે તેમનું પણ ખુન કર્યું છે.

"કેટલા દિવસ થયા હશે ?

"આશરે પંદરેક દિવસ વીતિ ગયા હશે.

"ઠીક ! યુવકે પોતાનાજ મનમાં અનુમાન બાંધ્યુ કે સુર્યરામના શયન ગૃહમાં જે મસ્તક વિનાનું ધડ આવી પડયું છે, તે આજ બાળાનું હોવું જોઇએ ? (પ્રકાશ) તમારી ભગ્નીનું નામ ?

"હરિરા."

નિરર્થક! વર ત્યાં ઘર નહિં અને ઘર ત્યાં વર નહિ એ દુષ્ટ હત્યારો મ્હારો હઠ પણ પીછો છોડતો નથી. હું મ્હારા પિતાનાં માર્મિક અને હૃદય ભેદક વચનોનો પુરેપુરો મર્મ સમજી શકી! કાંઇ પણ પિતાજીની આમન્યા નહિ રાખતાં મેં તેમને સમજાવ્યું. મ્હારા માટેજ આપનાપર દુઃખનો દરિયો ઉલટી પડે છે, મ્હારા માટેજ આપને આ મહાવ્યથા ઉઠાવવી પડે છે, એ હું સમજું છું. આપ નિશ્ચિત રહો. મ્હારાં નાનાં ભાઇ બ્હેનનું રક્ષણ કરો. એ દુષ્ટના હસ્તમાં કદાપિ પણ હું આવીશ નહિ! તેના જેવા હજારો દુષ્ટોને મ્હાત કરવાની આપના પૂન્યે પરમાત્માએ મને બુદ્ધિ બક્ષી છે. પિતાજી! આપ શાંત થાઓ, ચિંતાનો ત્યાગ કરો. મ્હારા પિતાને તે દુષ્ટે લખેલા પત્રમાં જણાવ્યું હોવું જોઇએ કે રાત્રીના નવ વાગતાં મ્હારૂં બળજોરીથી હરણ કરશે મ્હારા પિતાએ તે કોઇને પણ જણાવ્યું ન હતું. રાત્રીના નવ વાગવાનો સમય થવા આવ્યો હશે, તે સમયે તે મહા પાપીએ જોરથી દ્વાર હડસેલ્યાં. દ્વારને સાંકળ હોવાથી એકદમ ઉતારી નાંખ્યાં. એકદમ તે અંદર દોડી આવ્યો, મારા પિતાને પાદ પ્રહાર કરતાં તેણે ક્રુર સ્વરે કહ્યું. દુષ્ટ? આટલુ બધુ અભિમાન? મારા હુકમનો અનાદર? મ્હારા પિતાએ અત્યંત બુમો પાડી. તેમની બુમોથી અમો સઘળાં નિદ્રામાંથી જાગી ઉઠયાં. એકદમ હું મ્હારા મુખપર કપડું ઢાંકી દ્વારની પાછળ સંતાઇ ગઇ. ખુણાની ખીંટીપર મારા પિતાની ભરવેલી તરવાર મેં હાથમાં લીધી. હું દ્વાર સમીપ દોડી એટલામાં એક ફાનસનો પ્રકાશ મારા મુખપર પડયો, તેજથી મારાં ચક્ષુ મિંચાઇ ગયાં, આગળ વધવાનું અટકી પડયું, એટલામાં પાછળથી એક માણસે આવી મ્હારો અંબોડો પકડયો, બીજાએ મ્હને બંધન કર્યાં. તેમના પાસમાંથી છુટવાનાં મ્હે અતિશય ફાંફાં માર્યાં; પરન્તુ તે સઘળુ નિરર્થક? તેઓ મ્હને ઘસડી લઇ ચાલ્યા. હું બીકની મારી બેભાન બની ગઇ. તેથી કયાં લઇ ગયા તે સમજાયું નહિ.

મ્હને ભાન આવતાં જોયું તો હું પરગ્રહમાં એક પલંગપર પડી હતી. સામેની બાજુ તે દુષ્ટ સમીપમાંજ બેઠેલો હતો. તેણે મને અતિશય સમજાવી, પણ મેં તેને કાંઇપણ ઉત્તર આપ્યો નહિ. કેટલાક દિવસ પર્યંત એમને એમ ચાલ્યું, મેં નાસવાની બહુએ યુક્તિઓ ખોળી, પરંતુ કાંઈ ચાલી શકે તેમ નહોતું. એક દિવસ તે દુષ્ટે બે રૂમાલે વિટાળેલાં મસ્તક મારી સમી-

તે સ્થળે ત્હારાથી રહી શકાશે ?

"કેમ નહિ ? આપની આજ્ઞાવશ વર્ત્તિ આપની હજુરમાંજ રહીશ ! આપે આશ્રય આપ્યો છે, તો સ્થાન આપવા સ્યા માટે શંકા ધરાવો છો ?

"ત્યારે ચાલો.

એ પ્રમાણે કહી અમરસિંહ આગળ થયો, વિદ્યા તેની પાછળ પાછળ ચાલી.



" ભાઇનું નામ ?

" ભાનુસિંહ, વિદ્યાનાં બન્ને નેત્રો પોતાનાં ભાન્ડુઓનું સ્મરણ થતાં ભીંજાઈ ગયાં, તેમાંથી અસ્ખલીત અશ્રુ પ્રવાહ વેહેવા લાગ્યો.

"વિદ્યા ! ગત વસ્તુનો શોચ કરવાથીકાંઇ વળનાર નથી. ચીત્ત દ્રઢ કરી મારી સાથે ચાલ્ય. જે કાર્ય હાથમાં નથી તે હવે સુધરનાર નથી ! મારૂં નામ અમરસિંહ છે. હું એક છુપી પોલિસનો ઇન્સપેક્ટર છું; આજથી હું તારી પાછળ પાછળ ફરી ત્હારૂ રક્ષણ કરીશ. ત્હારાં સંબંધીઓ નાશ કરનારને પકડવાની મારે પણ જરૂર છે. મેં પેહેલાં મેદનીપુરમાં થયેલાં ખુનોની વાતો સાંભળી છે, પરંતુ કાર્યાનુસાર ત્યાં આવી શકયો નહોતો. હવે તેને માટે હું પ્રયાસ કરીશ ! ત્હારી સ્હાયતા લઇશ અને ત્હને સ્હાય કરીશ.

" જગદિશ્વર તમારૂં સારૂં કરો. " વિદ્યાએ કાંઈ પણ નહિ બોલતાં અમરસિંહના મુખકમળ તરફ એકવાર નિહાળ્યું, અને પૃથ્વી પ્રત્યે પોતાની નજર ફેરવી.

"વિદ્યા ! તારી બેનનું મસ્તક ખોળવા માટેજ હું અહિં આવેલો છું. મ્હારા મનમાં અતિશય શંકા ઉત્પન્ન થઇ છે, કે જે સ્થાને તારા પરમશત્રુએ એ મસ્તક આણ્યું છે, તેજ સ્થળે તેના એક મિત્રે એક બાલીકાનું ખુન કર્યું છે. તેને પકડવાનું મેં માથે લીધું છે. તેની સાથે તારા શત્રુને પણ પકડીશ. પરંતુ હવે તું શ્યું કરવાનો અને કયાં જવાનો વિચાર ધારે છે ?

"શ્યું કરૂં ? કયાં જાઉં ? પીતા માતા સ્વર્ગ સિધાવ્યાં, ભાઇ બ્હેનનું પણ તેજ બન્યું છે. આપે આશ્રય આપ્યો છે, અભય આપ્યું છે, તો આપનેજ શરણે રાખો. હું તમારી સાથે ચાલીશ !

"બાળા ! તું કુંવારી કન્યા છે, લાવણ્યવતી છે. મ્હારે ત્યાં આવવું ત્હને કેમ પરવડશે ?

"ત્યારે હું કયાં જઇશ? શ્યું આપ મ્હને આશ્રય સ્થાન નહિજ આપો ?

"વિદ્યા ! મ્હારે પોતાનું ઘર હવે નથી. ત્હારા શત્રુના મીત્ર જાલમસિંહે મારા મકાનને પ્રજાળી મૂકયું છે. હાલ તો હું એક ભાડુતી ઘરમાં રહું છું

"વિજયકુમાર ! એમાં અતિશય ભેદ રહેલોછે. તમોને કહી બતાવવા કરતાં નજરે નજર બતાવવાથી અવસ્ય તમારી ખાત્રી થશે ! જોવાની ઇચ્છા હોય તો મ્હારી સાથે એકલાજ ચાલતા ચાલો.

"ક્યાં જઇશું ?

"તેજ સ્થળે !"

"અહીંથી તે કેટલે દૂર હશે ? વધારે દૂર હોય તો ઘોડેસ્વાર થઇ ગમન કરીયે.

ચાલતા જવાથીજ મજાહ પડશે. આશરે એક માઇલ ચાલવું પડશે. ધીમે ધીમે ચાલીશું તોપણ એક કલાકમાં પોહોંચીશું.

"ચાલો ત્યારે.

"એકાદ પોલીસ કોન્સટેબલ સાથે લઇએ તો ઠીક પડશે.

તુરતજ વિજયકુમારે હરિસિંગ નામના એક સિપાઇને કાંઇક ખોદવાનું સાધન સાથે લઈ આવવા સૂચવ્યું. તેઓ ત્રણે જણા પુસ્કરણી તીરે જવા તૈયાર થયા. અર્ધોક માઇલ તેઓ શાન્તપણે ચાલ્યા, બાદ વિજયકુમારે અમરસિંહને પુછ્યું.

"હજી કેટલેક દૂર હશે ?

"હવે પાસેજ છે ! સામે જે જંગલ દેખાય છે તેની નજીકજ છે.

આશરે દશેક મિનિટમાં ત્રણે જણા પુષ્કરણીને તીરે આવી પોહોચ્યાં. દર્શાવેલી નિશાની શોધતા તેઓ આગળ ચાલ્યા. તાલ વૃક્ષ તેમની નજરે પડ્યો, અમરસિંહે પોતાની પાસેનું ગુપ્ત કાનસ પ્રગટ કર્યું, અને તાલ વૃક્ષની આજુબાજુ તપાસવા લાગ્યો. દર્શાવેલું કાંઇ પણ ચિન્હ દેખાયું નહિ. તે નિરૂત્સાહ બન્યો નહિ, પરંતુ સાથેના સિપાઇને તાલવૃક્ષના મૂળ આગળ ખોદવા માટે સૂચવ્યું. વૃક્ષના મૂળમાં કેટલુંક ખોદ્યું, પણ કાંઈ જણાયું નહિ, તેથી વિજયકુમારે મશ્કરી કરતાં કહ્યું.

"અમરસિંહ ! શ્યા માટે મીથ્યા મેહેનત કરો છો ? તે માથું અહિં

# પ્રકરણ ૯ મું.

## વિચિત્ર ધારણાશક્તિ.

"મ્હને તો એમજ લાગે છે કે, આપ ઠગાયા છો? વિજયકુમારે કહ્યું.

" તે કહી શકાય નહિ. અમરસિંહે ઉત્તર આપ્યો.

"ખુનીના કહેવાપર ભરોંસો રાખી કામ લેવું એ કેવું કહેવાય? આપને જે કહ્યું છે તેથી વિપરીત કાર્ય તેણે કર્યું છે.

"એ હું કબુલ કરૂં છું, પરંતુ એ બાબતમાં અસત્ય કહ્યું હોય એમ માની શકતો નથી!

"કેમ માની શકતા નથી? તમેજ વિચાર કરો કે તમને તાલવૃક્ષપર તેણે મસ્તક મુકયાનું કહેલું છે, ત્યાં અનેક પક્ષીઓ રહે છે, તો અદ્યાપિ પર્યંત ત્યાં હોય ખરૂં કે?

"તમારા સમજવામાં ભૂલ છે. મસ્તક તાલવૃક્ષ ઉપર રહી શકે નહિ. એ તમારૂં કહેવું કબુલ છે, પણ--

"શું કહેવા ચાહો છો?

"કહું છું. જરા વિચાર કરવા દો. અમરસિંહ વિચારમાં પડયો. વિજયકુમાર તેજ કામના કાગળો તપાસવા લાગ્યો. પાંચેક મીનીટ વિચાર કર્યા બાદ અમરસિંહે ઉત્સુકતાપૂર્વક કહ્યું. અહાહા! શું ચતુરાઇ ચલાવી છે? શું ખેલ ખેલે છે? અનહદ કાર્ય કરે છે! ત્હેના કહેવામાં અનહદ ભેદ રહેલા છે! જાલમસિંહ! ધન્ય છે ત્હારી ચાતુર્યતાને!

"કેમ? કેવી રીતે? વિજયકુમારે વચ્ચે કહ્યું.

"વિજયકુમાર ! એમાં અતિશય ભેદ રહેલોછે. તમોને કહી બતાવવા કરતાં નજરે નજર બતાવવાથી અવશ્ય તમારી ખાત્રી થશે ! જોવાની ઇચ્છા હોય તો મ્હારી સાથે એકદમજ ચાલતા ચાલો.

" ક્યાં જઇશું ?

" તેજ સ્થળે ! "

"અહીંથી તે કેટલે દૂર હશે ? વધારે દૂર હોય તો ઘોડેસ્વાર થઇ ગમન કરીયે.

ચાલતા જવાથીજ મજાહ પડશે. આશરે એક માઇલ ચાલવું પડશે. ધીમે ધીમે ચાલીશું તોપણ એક કલાકમાં પોહોંચીશું.

" ચાલો ત્યારે.

" એકાદ પોલીસ કોન્સટેબલ સાથે લઇએ તો ઠીક પડશે.

તુરતજ વિજયકુમારે હરિસિંગ નામના એક સિપાઇને કાંઇક ખોદવાનું સાધન સાથે લઈ આવવા સુચવ્યું. તેઓ ત્રણે જણા પુસ્કરણી તીરે જવા તૈયાર થયા. અર્ધોક માઇલ તેઓ શાન્તપણે ચાલ્યા, બાદ વિજયકુમારે અમરસિંહને પુછ્યું.

"હજી કેટલેક દૂર હશે ?

" હવે પાસેજ છે ! સામે જે જંગલ દેખાય છે તેની નજીકજ છે.

આશરે દશેક મિનિટમાં ત્રણે જણા પુષ્કરણીને તીરે આવી પોહોચ્યાં. દર્શાવેલી નિશાની શોધતા તેઓ આગળ ચાલ્યા. તાલ વૃક્ષ તેમની નજરે પડ્યો, અમરસિંહે પોતાની પાસેનું ગુપ્ત કાનસ પ્રગટ કર્યું, અને તાલ વૃક્ષની આજુબાજુ તપાસવા લાગ્યો. દર્શાવેલું કાંઇ પણ ચિન્હ દેખાયું નહિ. તે નિરૂત્સાહ બન્યો નહિ, પરંતુ સાથેના સિપાઇને તાલવૃક્ષના મૂળ આગળ ખોદવા માટે સુચવ્યું. વૃક્ષના મૂળમાં કેટલુંક ખોદયું, પણ કાંઈ જણાયું નહિ, તેથી વિજયકુમારે મશ્કરી કરતાં કહ્યું.

" અમરસિંહ ! શ્યા માટે મીથ્યા મેહેનત કરો છો ? તે માથું અહિં

છે જ નહિ !

અમરસિંહે હેનો કાંઇપણ ઉત્તર નહિં આપતાં સાથેના સિપાઇને વૃક્ષ મૂળની ચારે તરફ ખોદવા માટે આગ્રહ પૂર્વક કહ્યું.

સિપાઇએ વૃક્ષ મૂળની ચારે બાજુ ખોદી નાંખી, પરંતુ કાંઈ પણ નિશાનિ હાથ લાગી નહિ. અમરસિંહને અજાયબી ઉત્પન્ન થઈ સિપાઈ અહીં કાંઇ પણ હાથ લાગશે નહિ. કહી ખોદવાનું મૂકી એક બાજુ ઉભો રહ્યો. અમરસિંહને અતિશય અજાયબી થઇ; વિજયકુમારના મસ્કરી ભર્યા વદન સામુ જોઇ તેના મનમાં ચિંતા થવા લાગી. વિજયકુમારના સામું નહિ અવલોકતાં તેણે ઉંડો નિઃશ્વાસ મૂક્યો. એકાએક તેના મનમાં, વિચાર સ્ફુરી આવ્યો. તેણે તુરતજ સાથેના સિપાઇને વૃક્ષની બધી બાજુ એ બે હાથ ઉંડુ ખોદવા આજ્ઞા કરી. સત્તાધીન સિપાઇએ આજ્ઞા અંગીકાર કરતાં ખોદવાની શરૂઆત કરી. આશરે અર્ધોક હાથ ઉંડું ખોદયું, એટલામાં એક નાની પેટી તેના હાથમાં આવી. સિપાઇએ તે પેટી અમરસિંહને સ્વાધીન કરી. અમરસિંહને હર્ષ થયો. તેણે વિજયકુમારને તે પેટી હાથમાં આપતાં કહ્યું.

" જુઓ સાહેબ ! આ સ્યું છે ?

" તમો ધારો છો કે આમાં તે મસ્તક મૂકવામાં આવ્યું છે ?

" પોતેજ વિચાર કરો, અને તપાસૌ.

" હજી પણ તમો ભૂલો છો ! મસ્તકવાળી પેટી ઓછામાં ઓછી બાર ઇંચ ઉચી હોવી જોઇએ.

" કેવી રીતે ?

" હું ભૂલતો નથી, પણ તપાસશો એટલે તુર્ત જણાશે.

" તમે પોતેજ ઉઘાડો એટલે ખરા ખોટાનો ખુલાસો થશે.

" બહુ સારૂ ! ત્યારે તપાસીયે.

અમરસિંહે સીપાઇ પાસેથી ખોદવાનું હથીયાર લઇ પેટીનું ઢાંકણું

તોડી નાંખ્યું, અંદરની ચીજ બહાર કાઢી રૂમાલ છોડી જોયું, તો બે સરખા ભાગમાં ગોઠવેલું એક મસ્તક મળી આવ્યું. વિજયકુમાર અમરસિંહની અદ્ભૂત ધારણા શક્તિ જોઇ ધન્યવાદ આપવા લાગ્યો. તેણે અમરસિંહને આશ્ચર્યતાથી અને ઉત્સુકતાથી પૂછ્યુ.

"અમરસિંહજી આ શું? મસ્તકના બે વિભાગ કરવામાં શ્યો લાભ સમાયો હશે.

"વિજયકુમાર! તે આગળ સમજાશે. અત્યારે તે સમજાવવાનો સમય નથી.

"પણ કેવી રીતે આ ભેદ પામવાને શક્તિમાન થયા તે તો સમજાવો?

"હા. તે સંભળાવવા હરકત નથી. એક દિવસ રાત્રે હું ફરતો ફરતો આ સ્થળે આવી પહોંચ્યો તે સમયે બે માણસો આ તરફ થઇ નિકળતા મ્હારા જોવામાં આવ્યા. કાંઇપણ બોલ્યાચાલ્યા શિવાય હું તેમનીપાછળ પાછળ ગુપ્તપણે ચાલ્યો. પણ કાંઈ લાભ મેળવી શક્યો નહિ. તેઓ કોઇપણ રીતે મ્હારી દૃષ્ટી ચુકાવી તે દિવસે તો ચાલ્યાજ ગયા! પરંતુ તે દિવસથી મ્હને અતિશય સંશય ઉત્પન્ન થયો. તે દિવસથી આ સ્થળે અવારનવાર મેં આવવાનું શરૂ કર્યું. એક વખત મ્હારા જોવામાં કેટલેક સ્થળે રક્તનાં બીંદુઓ પડેલાં ક્રમાનુસાર જોવામાં આવ્યાં, મેં બારિકાઇથી તેનો તપાસ કર્યો, તો તે પુસ્કરણીના તટથી તે અહિં સુધીજ પડેલાં અવલોકાયાં. આ સ્થળેજ છીન્ન મસ્તક હોવું જોઇએ, એવી મ્હારી ધારણા દૃઢ થઇ. ત્યાર બાદ એક દિવસ હું એક ખોદનાર મજુરને લઇ અહિં આવ્યો, પરંતુ તે ખોદનાર મજુર જાલમસિંહનો અનુયાયી હોવાનું મને પાછળથી જણાયું. મેં પ્રથમ તો તેની પાસે આજ સ્થળે થોડુંક ખોદાવ્યું, પણ કાંઈ માલમ પડ્યું નહિ. મ્હારી દૃઢ ધારણા તેથી હઠી નહિ, પણ ખોદવાનું કામ તે દિવસે પડતું મુકી હું મજુર સાથે પુસ્કરણીના કીનારાપર આવી ઉભો. ત્યાં નદિમાં સ્નાન કરતા એક ભયંકર પુરૂષને મ્હેં જોયો. તે ખુની જાલમસિંહ પોતેજ હતો. કેટલીકવાર પર્યંત તે મ્હારા તરફ એકાગ્રદૃષ્ટે જોઇ રહ્યો. તેની શંકાસ્પદ એકાગ્રતા પુર્ણ દૃષ્ટી જોઇ મ્હને સંશય ઉત્પન્ન થવાનું કારણ મળ્યું. તેને ગીરફતાર કરવાથી ખુન સંબંધી કાંઇ પણ ખુલાસો

મળશેજ એવી મજબુત માન્યતા થઇ. તેને કેદ કર્યો, તે સમયે કાંઇપણ ધાંધલ તેણે ઉઠાવ્યું નહિ, તેનું કારણ પાછળથી જણાયું. મ્હારા મકાનને આગ લગાડી તે ત્યાં આવ્યો હતો, મ્હને કોઇપણ રીતે ઘર તરફ વેળાસર જતો અટકાવવાની તેની ઇચ્છા હતી, કાંઇપણ પુછવા પેહેલાં તેણેજ મ્હને કહ્યું.

જે છીન્ન મસ્તકની આશા ધારી અહિં પ્રયત્ન કરે છે, તે નિરર્થક છે. એમ સહજમાં મળવું એ મુસ્કેલ છે. મેં તેના બોલવા તરફ કાંઇપણ લક્ષ આપ્યું નહિ, ત્યારે તેણે ફરીથી કહ્યું. "તું ગમે તેટલો પ્રયત્ન કરીશ તોપણ ફાવીશ નહિ, પરંતુ શોધી કાઢવાની શક્તિ હોય, માથુ મેળવવાની હોંશ હોય, તો હુંજ તને તે બતાવું છું. જો! પુસ્કરણીના દક્ષિણ કીનારા નજીક ટેકરીપર તાલવૃક્ષ છે, તેના શિરો ભાગપર તે મુકવામાં આવ્યું છે, મન ચાહે તો ત્યાંથી મેળવી લે. પરંતુ વિચાર કરજે. વિના વિચારે જે કાંઇ પ્રયત્ન કરીશ તે નિષ્ફળ નિવડશે." મ્હેં તેનું કહેવું લક્ષમાં રાખ્યું. તરતજ તેને મારી સાથેના મજુરને પોલીસ ચોકીપર પહોંચાડવા કહ્યું; પણ તે દીવસે તે છટકી ગયો. મજુર તેનો સાથીજ હોવાથી તેને મુકી દીધો. મ્હેં તેના કહેવાપર પુર્ણ વિચાર કર્યો. ખરાખોટાનો ખ્યાલ કર્યો, આખરે તેનું કહેવું કાંઇક યુક્તિપુરઃસરનું અને ભેદમય હોવાનું સમજાયું.

"તે કેવી રીતે?" વિજય કુમારે વચ્ચે પૂછ્યું.

"તે તમને સમજાવું છું. પરંતુ તે પેહેલાં પૂછું છું કે આ મસ્તક ક્યાંથી મળી આવ્યું?

"ક્યાંથી તે તમને જાલમસિંહે કહેલા તાલવૃક્ષના શિરો ભાગને બદલે તલ પ્રદેશમાંથી.

"નહિ! તેણે કહેલે સ્થળેથીજ!

"તદ્દન ખોટું! તેના કેહેવાથી ઉલટે સ્થળેથી મળી આવ્યું છે.

"કેવી રીતે?

"કેવી રીતે તે તાલ વૃક્ષની ટોચથી મળવાનું તેણે કહ્યું હતું.

"વિજયકુમાર! વિચાર કરી ઉત્તર આપો. દિવસના કિયા ભાગમાં ટોચ અને મૂળ એકત્ર થાય છે?" અમરસિંહે હસતાં હસતાં પૂછ્યું.

" કેવો વિચીત્ર પ્રશ્ન ?

વાહ વાહ ! સામાન્ય સવાલમાં વિચીત્રતા ? દિવસમાં કીયે સમયે માથા અને પદતલની છાયા એકત્ર થાય છે ?

" મધ્યાન સમયે " પરંતું તેનો શ્યું સંબંધ ? અતિશય વિચાર કરી વિજય કુમારે ઉત્તર આપ્યો.

"કેમ નહિ ? જે સમયે તેણે મ્હને કહ્યું, તે સમય તેજ હતો. તે ઉપરથી મેં તેનો વિચાર કરી તેનું કહેવું સત્ય માન્યું હતું, અને મ્હારો પ્રયત્ન જારી રાખ્યો હતો.

આખરે તે અનુમાન ખરૂં ઠર્યું છે, અને આપણે માથું મેળવી શકયા છીયે. આપણા આવ્યાને ઘણો સમય વ્યતીત થઇ ગયો છે, માટે હવે ચાલો ઘર તરફ ગમન કરીએ.

ત્રણે જણા ત્યાંથી ઘર તરફ વળ્યા, અને થોડા વખતમાં ઘેર પોહોચ્યા. વિજયકુમાર અને અમરસિંહે છીન્ન મસ્તક અતિશય કાળજીપૂર્વક મૂક્યું. હસ્તપાદ પ્રક્ષાલન કરી બંન્ને પોતપોતાના સુવાના ઓરડા તરફ વળ્યા. વિજયકુમાર સ્વસ્થપણે પોતાના પલંગપર પડ્યો. અમરસિંહને કાંઇક યાદ આવવાથી કપડાં પેહેરી તૈયાર થયો. વિજયકુમારે તેને બાહાર નિકળતો જોઇ પૂછ્યું.

"આટલી મોડી રાત્રે સૂવાનું મૂકી કયાં સિધાવશો ?

"હજી મૂહાનું કામ બાકી રહ્યું છે, તેની તપાસ કરવા.

"પ્રાતઃકાળે તે હાથ નહિં ધરાય ?

"ના ! અત્યારેજ જવાની જરૂર છે !

"કીયી બાજુ જવાનો વિચાર છે ?

"હાલ તે કહી શકીશ નહિ, પરંતુ આવ્યા બાદ સર્વ હકીકત સમજાવીશ. અમરસિંહ એમ કહી ચાલતો થયો. અને વિજયકુમાર નિંદ્રાગસ્ત થઈ ગયો.

---

# પ્રકરણ ૧૦ મું.

## પાપીનો પશ્ચાતાપ.

તારાગણ નભમંડળને તેજસ્વી કરી રહ્યા હતા, જંગલમાં મંગલ કરનારાં હિંસક પશુઓ ઝાડીના અંતરભાગમાં હૃદયને ભેદી નાંખો તેવા શબ્દો ઉચ્ચારી રહ્યાં હતાં મનુષ્યનો પગરવ તદ્દન બંધ થઇ ગયો હતો. કોઇ કોઈ દુર જંગલમાં તાપણાં બળતાં તેનો ઉજાસ અજવાળુ પાડતો હતો. તેવા સમયે એક તારૂણ્યમાં આવેલી તરૂણી સુવર્ણા નદિના ત્રટપર કોઇના આવવાની રાહ જોતી કિનારાપર આમ તેમ આંટા મારી રહી હતી. મનના માનીતાને મળવાની લાલસાએ ભયને હૃદય પટમાંથી ભૂસી નાંખ્યો હતો. વારંવાર સુવર્ણાના અનંત તરંગો ઉછળતા નિહાળી પોતાના મનના તરંગોને ઉછાળતી હતી. નિર્નિમેષ નેત્રે તે સુવર્ણાના પટ તરફ નિહાળતી હતી, તેવામાં એક નૌકા કિનારા તરફ આવતી તેની નજરે નિહાળાઇ. જેમ જેમ તે સમીપ આવતી ગઈ, તેમ તેમ તેના આનંદનો પાર રહ્યો નહીં. તેણે ઉતાવળે પગલે જે બાજુના કીનારે ઉતરવાનો સંકેત હતો, તે તરફ પ્રયાણ કર્યું. ક્યારે નૌકા કિનારાપર આવે અને મનેચ્છીત કાર્ય પાર ઉતરે એજ વિચારોએ મનને હલમલાવી મૂક્યું એટલામાં નૌકા કિનારપર આવી પોહોચી. તેનાથી વધુવાર હિમ્મત રાખી શકાઇ નહીં. નૌકા કીનારે અથડતાં વેંતજ તે અંદર કુદી પડી, ધારેલા ધણીને બદલે અન્ય પુરૂષને અવલોકી તેના હોંશ ગગડી ગયા. ધારેલી ધારણા ધુળ મળવાથી અને અવળુંજ પરિણામ અવલોકવાનો સમય આવેલો હોવાથી તે ધીરજ ધારણ કરી શકી નહીં. તે એકાએક અસ્પષ્ટ પણે બોલી ઉઠી "આ સ્યું! જેના દર્શનની સ્વપ્ને પણ ઈચ્છા નહિ તે આ સ્થળે ! કોણે આ કાર્ય કર્યું હશે ?

"હા! તેંજ સિંહણીના મોમાંથી માંસ કાહાડી લેવા જેવું કાર્ય કર્યું છે. અતિપય રોષારક્ત નેત્રે તે યુવક પ્રતિ કટાક્ષ કરતાં રમણીએ કહ્યુ.

"હા! મેંજ પીશાચીનીના પીશાચ પ્રેમમાં સમયવર્તી અંતરાય આણ્યો છે.

"અમરસિંહ! સર્પની ફેણ સાહીને મણી આક્રમણ કરતાં મૃત્યુજ મળે છે, તે શું જાણતો નથી? તે સ્ત્રી પ્રદિપ્ત અગ્ની સમાન પૂર્ણ રોષથી તપી ગઇ, અબળાની લાજ મર્યાદા તેણે બાજુપર હઠાવી નાંખી. તેણે ધારણ કરેલાં વલ્કલ એક બાજુ ફેંકી દીધાં. તેણે પોતાની કમર કસી દીધી તેણે માધુર્યતા વિહીન હાસ્ય કર્યું:

આવેલો યુવક તેથી હિંમ્મત હાર્યો નહી, પણ તેણે તે સ્ત્રીને ઉગ્ર થતી અવલોકી સંતેજ કંઠે કહ્યુ. પાપણી વ્યભિચારીણી! સ્વપતિનો ત્યાગ કરી સ્થાનાંતરે ઉપપતિની ઇચ્છા કરવાને અને સુખ સંપાદન કરવાની ઇચ્છા રાખે તે સિદ્ધીએ જાય ખરી કે.

અમરસિંહ! કાર્ય સિદ્ધિમાં અંતરાય નાંખવાનું કાર્ય તેંજ ઉઠાવ્યું છે, તે હું જાણુંછું. તેં બહુજ બહાદુરી કરી છે! મૂર્ખ! સમજતો નથી કે સર્પીણીના મોંમાં હાથ નાંખી કોઇ શાંતિ મેળવી શક્યો છે? જો! સંભાળ! એમ કહી તેણે પોતાના કટી પ્રદેશમાં સંતાડી રાખેલી એક તલવાર બહાર કાઢી અમરસિંહના વૃક્ષસ્થળમાં મારી. તેને તે વાગી, પરંતુ સમયાનુસાર દ્રઢતા ધારણ કરી તે તલવાર અમરસિંહે હાથ કરી. તે સ્ત્રીને તેથી અત્યંત ક્રોધ ઉત્પન્ન થયો. અતિશય ક્રોધથી કુદતી તે યુવતીએ એકદમ પોતાની "પાસેની પિસ્તોલ હાથમાં લીધી, અને તેણે અમરસિંહને હાસ્ય કરતાં કહ્યું. "બોલ હવે બચવાનું બારૂં છે? એજ તહારા જેવા ડીટેકટીવોના સરદારનું ખુન કરશે!

"સ્ત્રીઓના હાથમાં આવેલી ગોળી કુસુમનું માત્ર કાર્ય કરી શકે છે!" અમરસિંહે હાસ્યં કરતાં ઉત્તર આપ્યો.

ઠીક છે! કુસુમનું કાર્ય કરે છે કે પ્રાણરૂપી કુસુમનું કાસળ કાઢે છે, તે હમણાંજ જણાશે? નાસવું હોય તો હજી પણ નાસી છુટ.

તારાથી પ્રાણરૂપી કુસુમનું એક પત્ર પણ હલાવી શકાય તેમ નથી! ચલાવ.

તરતજ તે સ્ત્રીએ અમરસિંહપર ગોળી ચલાવી, તેનાથી કાંઇ બની શક્યું નહિ, ગોળી એક બાજુ થઇ ચાલી ગઇ, તેથી અમરસિંહે તેની હાંસી કરતાં કહ્યું.

"બસ! પતિ રહ્યું બીજીવાર ત્રીજીવાર કુસુમવૃષ્ટી કરવાની ઇચ્છા કર્ય. હું તો એને પ્રિતિકરજ સમજું છું?

તે સ્ત્રીએ એક પછી એક એમ બે ચારવાર ગોળી બહાર કર્યા તે અમરસિંહને લાગ્યા પરંતુ કાંઇ હાની થઇ નહીં. તેથી તેણે અત્યંત દિર્ઘ નિઃશ્વાસ મુકતાં કહ્યું આ સ્યું?

"એજ અમારી યુક્તી! એજ અમારી ધૈર્યતા! એજ દેહધારી જીવ એજ શરીર!

"અમરસિંહ! ના ના અમરસિંહ તો આટલા ગોળી બહારે કયારનોએ યમ સદનમાં પોહોચી ગયો હોય! નિશ્ચય! આ જીવતો અમરસિંહ નહિ પરંતુ તેનો છાયા રૂપ દેહજ હોવો જોઇએ!

"નહિ, નહિ! આ છાયા દેહ નથી, પણ હું પોતેજ છું! ત્હારા મનમાં વિકાર ઉત્પન્ન થયેલો હોવાથીજ તે તું જોઇ શકતી નથી.

"સત્ય છે!"

"પિશાચીની! સત્ય છે? બોલ્ય ત્યારે હવે તારામાં અમરસિંહનો જાન લેવાનું જોર છે?

"ના હાલતો કાંઇપણ ઉપાય નથી, પરંતુ અમરસિંહ એટલું તો યાદ રાખજે કે કોઇપણ સમયે હુંજ ત્હારો જાન લઇશ!

"તે સમયની વાત તે સમયે જોઇ લઇશ! અત્યારે શું કરવા ચાહેછે?

"અત્યારે કાંઇપણ ઉપાય નથી. હું દેશ ત્યાગ કરીશ તે મ્હારૂં સર્વસ્વ ધુળધાણી કર્યું છે, તેનો બદલો વાળવા બનતું કરીશ. જ્યાં સુધી

ત્હારા ઉષ્ણ રક્તમાં મ્હારાં આંગળાં ભીંજાશે નહિ, ત્યાં સુધી મ્હારા વૈરની શાન્તી થશે નહિ! તેં મ્હારો સર્વ રીતે નાશ કર્યો છે, તેનો બદલો વાળીશ ત્યાં સુધી જંગલે જંગલ અને રાને રાન રખડીશ રઝળીશ.

"હજી પણ સત્ય વાર્ત્તા સમજાવે, તો શુભ સમય સમીપ છે.

"મોત માથેજ ભમે છે, તો અસત્ય બોલવાનું કારણ નથી! ભયને ભૂમીમાં દાટી દીધો છે, તો ભડકવાનું જોતી નથી. પૂછય! ત્હારે પૂછવું હોય તો પૂછય.

"જે યુવકનું મેં ખુન કર્યું છે તે યુવક કોણ હતો?

"જેનું તેં ખુન કર્યું તેજ મારા હૃદયનો રાજા હતો, મેં તેને સર્વસ્વ સમર્પણ કર્યું છે.

"ઠીક! સુર્યરામનો ને ત્હારો શું સંબંધ છે? તે ત્હારો સ્વામી ખરો કે નહિ? તું ત્હેની ધર્મ પત્ની કે નહિ? દુષ્ટા! સ્વર્ગના સાથી હંસને તરછોડી કાગડાના કંઠે વરમાળ આરોપનારી ત્હારા જેવી અધમાધમ કોણ હશે? શૈલેન્દ્ર ત્હારો જમાંઇ કે સ્વામી? નિશાચરી! સ્વર્ગ સુખને સુકુ મૂકી નર્ક ને રસ્તે જનાર તારા જેવી હલકટ કોણ હશે!

"અમરસિંહ! અમરસિંહ! હદ ઓળંગ્ય નહિ! શાન્ત થા! ત્હેમાં હું કોઇ રીતે દોષીત નથી! વીકારવષ ચક્ષુએ તે પાપ વ્હોરી લીધું છે! નરકપથ નિરક્ષણ કરવાનો સમય આવ્યો છે.

"કેમ મનાય? પાપ વિક્રીયા પ્રગટ થતાં, જે અસ્ત્રનો ઉપયોગ આજે કર્યો તે તેજ સમયે કેમ કર્યો નહિ, વિકારવષ થયેલાં ચક્ષુઓને તેજ ક્ષણ તલવારની અણીથી બહાર કેમ તાણી આણ્યાં નહિ! સુર્યરામની ત્હારા પ્રત્યે કેટલી બધી અંધશ્રદ્ધા, ત્હારૂં પાપપથ રહસ્ય સમજાવતાં તેણે મ્હારી સાથેના નિર્મળ સંબંધનો ત્યાગ કર્યો છે, જે તું જાણે છે, કેવી અધમતા?

"અમરસિંહ! બસ કરો! મ્હારાં પાપ પડળ ફુટી ગયાં છે. પાપનું પ્રાયશ્ચિત કરવાનો મેં દૃઢ સંકલ્પ કર્યો છે. પ્રાયશ્ચિતની પૂર્ણાહુતી સુવર્ણાના જળમાં ઝંપાપાત કરી કરીશ.

એમ કહેતાં કહેતાંમાં તો તે સ્ત્રી સુવર્ણા નદીના કિનારા તરફ દોડી, તેમાં પડતું મુકી પ્રાણહુતિ આપવા ઉદ્યુકત થઇ. અમરસિંહે તેને તેનું વસ્ત્ર ગ્રહણ કરી આગળ જતી અટકાવી અને કહ્યું "એમ કરવાથી પાપની મૂક્તી મળશે એમ સમજીશ નહિ".

"અમરસિંહ..મ્હને અટકાવશો નહિ! હવે મરવાજ ધો!

"આ જ્ઞાન અત્યાર સુધી ક્યાં ગુમાવ્યું હતું, તેનો ઉત્તર આપ્ય? સુર્યરામ જેવા સરલ સ્વર્ગીય પુરૂષને સંતાપવાનું હાલ પડતુ મુક્ય. ચાલ્ય મ્હારી સાથે ચાલ્ય શૈલન્દ્રને સાચવી રાખ્યો છે. અત્યાર સુધી ત્હારા તરફની સર્વ બાજી હાથ કરી રાખી છે. સુર્યરામને સ્થાનાંતર કરવા માટે નો ડીટેકટીવ ઓફીસરના નામનો જુઠો ઉભો કરેલો પત્ર મ્હારી પાસે છે. સુર્યરામ ત્હારી જાળને પોહોચી શકયો નહીં ને બહાર ગયો પચાસ હજારના તેની પેટીમાં પડેલા નોટ, વસ્ત્રો, સુવર્ણ મોહોરો, તથા શૈલન્દ્રને મોકલેલો પત્ર મારી સાથેજ છે, શૈલેન્દ્ર અને તેનાં સંગીઓ નૌકાના નિચાણ ભાગમાં નજર કેદ છે.

અમરસિંહનાં વાક્ય સાંભળી તે સ્ત્રી સિથીલ થઇ ગઈ તેના શરીરમાંથી ગભરામણથી પ્રસ્વેદનાં બીંદુઓ પડવા લાગ્યાં, તે કદળીની માફક કંપવા લાગી, ત્હેને અમરસિંહે નૌકામાં આણી ત્યાં તે હીમ્મતહારી બેસી ગઇ. અમરસિંહે તેનું પકડેલું વસ્ત્ર મુકયું નહિ. નદીમાં પડી પ્રાણ મુકે એ ત્હેની કોઇપણ રીતે ઇચ્છા નહોતી, તેથી અમરસિંહે જેની પાસેથી શૈલેન્દ્રનો કાગળ મેળવ્યો હતો તેને બોલાવ્યો.

"કાન્તીરામ!"

"જી!"

"તમે તમારી સ્વામી પત્નીને લઇ ઘર તરફ જાઓ, તમારી સ્વામી ભક્તી જોઇ હું સંતુષ્ટ થયો છું! તમારી શેઠાણીનું ચીત્ત ઠેકાણે નથી, માટે સંભાળ રાખજો"

"ક્ષમા કરો! સ્વામી ગૃહેવાસ કરવા હવે હું કોઇપણ રીતે યોગ્ય રહી નથી. સુર્યરામની સ્ત્રી મુક્તામાળાએ કહ્યું.

" મૃક્તામાળા ! જાઓ ! મ્હારૂં કહ્યું માની જાઓ. હવેથી અધર્મને રસ્તે વળસો નહિ એટલે બસ છે. હું સુર્યરામને સમજાવીશ તમારો અ-વિશ્વાસ લાવે નહીં તેવા યત્ન કરીશ નલીની સંબંધીની હકીકત કોઇને પણ જણાવીશ નહીં,

મૃક્તામાળાને કાન્તીરામ સાથે બીજી નોકામાં બેસાડી વિદાય કરી, અમરસિંહે પણ પોતાની નોકા હંકારી તેઓ શેહેર સમીપ આવી પોહો-ચ્યાં શૈલેન્દ્રને પણ ફરીથી અનિતી પંથે ન જવા સમજાવી રજા આપી, પોતે પોતાના સ્થાન તરફ ગયો.



# પ્રકરણ ૧૧ મું.

## મદિરાગ્રહ.

અમરસિંહને ઘેર આવ્યા પછી વિદ્યાની પરિક્ષા કરવાની ઇચ્છા થઇ, તેથી તે પોતાના રેહેવાના સ્થળમાં જ્યાં આગળ તેને મુકામ આપ્યો હતો તે ઠેકાણે ગયો. જતાંવાર તેણે જે કાંઇ જોયું, તેથી તેને અત્યંત આશ્ચર્ય ઉત્પન્ન થયું. વિદ્યાને બદલે સર્વ સ્થળે લોહી રેડાયલું જણાયું. દિવાલપર લોહીથી કાંઇક લખ્યું હોય તેમ સમજાયું. તેણે તે વાંચવા માંડયું.

અમરસિંહ

ત્હારા આશ્રયે આવેલી વિદ્યાનું ખુન કર્યું છે, ત્હેના ખુનીને જે કાંઇ કરવું હોય તે કરજે. આજથી તું પણ અતિશય કાળજી પુર્વક રહેજે કેમકે ત્હારે લીધેજ મારાં ઘણાં કાર્યો નિષ્ફળ થાય છે. મ્હારાં કાર્યોમાં નિષ્ફળતા આપી, તથા મ્હારા સ્વાર્થનું સત્યાનાશ વાળી, કોઈ પણ બચવા ચાહે તો બચી શકે તેમ નથી. માટે તું પણ હવે સાવધાન રહેજે અને જે કંઈ જુજ્જાજ આયુષ્યના દિવસ બાકી રહ્યા હોયતો તે ભોગવી લેજે ત્હારૂં મૃત્યું હું સમીપજ નિહાળું છું.

જાલમસિંહ

અમરસિંહે તે વાંચી દિર્ઘ વિચાર કર્યો. વિચાર અંતે એમ અનુમાન સિદ્ધ કર્યું કે—વિદ્યાનું કોઈ રીતે ખુન કરવામાં આવ્યુંજ નથી, પરંતુ તેને અન્ય સ્થળે ઉપાડી જવામાં આવી છે, જાલમ વળી માર્મીક રીતે જણાવે છે, કે મ્હારા લીધે તેના સ્વાર્થને હાની પોહોચી છે. તેનું તે કહેવું પણ વ્યાજબી છે. સુર્યરામની સ્ત્રીએ તેને આપવા પચાસ હજાર રૂપીયા જેટલી મોહોટી રકમ આણી હતી, તે જાલમના હાથમાં જતી મેંજ અટકાવી છે. મેં જો તેમ ન કર્યું હોત, અને સુર્યરામને તે દ્રવ્ય

પાછું મોકલાવી આપ્યું ના હોત તો અવસ્ય તે શૈલેન્દ્રનું ખુન કરી હસ્તં ગત કરી શકત તેથીજ તેણે આવી રીતે લખવાની અગત્ય જોઈ છે. ઠીક છે તેને જે લખવું હોય તે લખે, મ્હારે જે કરવાનું હશે તે હું કરીશ

અમરસિંહે તે દિવસે કોઇપણ સ્થળે નહિ જતાં આખો દિવસ પોતાના ઘરમાં ગુજાર્યો. સંધ્યાકાળનો સમય થવા આવતાં તેણે એક નવ યૌવના મોહીની સ્ત્રીનો સ્વાંગ ધારણ કર્યો, અને ઘરની બહાર નિકળ્યો. નેપુરના રવે અને નયન કટાક્ષે રસ્તે આવનાર જનારને એ નવ યોવના રૂપ ધારી નવીના નાજની માફક નચાવતો લલચાવતો, આગળ ચાલ્યો. પથીક યુવકો તેના મુખકમળ તરફ ટીકી ટીકી જોતા એકવાર, બેવાર, ચારવાર અને કેટલાક તો વારંવાર દૃષ્ટીપાત કરવા લાગ્યા, એટલુંજ નહિ પણ એ નવીન સુંદરીનો પ્રેમ પોતા તરફ ખેંચવા પ્રયત્ન કરવાનો પરિશ્રમ ઉઠાવવા લાગ્યા. નવીન સુંદરી રૂપે બહાર નિકળેલ અમરસિંહને મનમાંજ હસવા લાગ્યો; અને પોતે ધારણ કરેલો સ્વાંગ આબાદ ઉતર્યો છે, એમ માનવા લાગ્યો. આહાહા ! વિષયાનુંરક્ત યુવકો શું વિષયામાંજ આરક્ત રહે છો ! એવી રીતે મનની સાથે તર્ક વિતર્ક કરતો અમરસિંહ શેહેરની બહાર આવી પોહોચ્યો સંધ્યાકાળનો સમય વ્યતીત થતાં સર્વત્ર અંધકાર છવાઇ ગયેલો હોવાથી રસ્તે આવનાર જનાર માણસો ઓછા થઈ ગયા; કોઇ જવલ્લેજ નજરે નિહાળાવા લાગ્યા. યોગ્ય સમય આવેલો જાણી તેણે એક જુદોજ રસ્તો હાથ ધર્યો, અને કેટલાક દુર આવેલા એક મકાન આગળ આવી પોહોચ્યો. તે સ્થળે ઘણા માણસો એકત્ર થયેલા હતા. વાદ્યાના ઘોષ કર્ણેન્દ્રિયને તૃપ્ત કરતા જણાતા હતા. સંગીતના શોખીન પુરૂષો, સારીગમના સુરનો ઉચો નિચો સુર આલાપી મન પસંદ ગજલો ગાઇ રહ્યા હતા. અમરસિંહે પોતાના ધારેલો હેતુ સિદ્ધ થવાને આ " શાન્તિકાલય યા મદિરાલય " યોગ્ય લાગવાથી અંદર પ્રવેશ કર્યો. નવીન મોહિની સ્વરૂપ નવ યૌવનાને અવલોકી અંદર બેઠેલા સઘળા આનંદમાં આવી ગયા. મોહીની સ્વરૂપ અમરસિંહે પોતાની નજર આવતા પ્રત્યેક જનપર નેત્ર કટાક્ષ દ્વારા ફેંકવા માંડી. મદ્યપી મસ્ત બનેલા કર્તવ્ય જ્ઞાન શુન્ય માણસો વિષયાંધ બની આનંદિત થતા સમીપ આવવા લાગ્યા, એય, અ—હીં—અ—હીં—જરા આમ— કરતા કરતા—મોહક નવીન

સુંદરીને મનાવવા માથાકુટ કરવા લાગ્યા, કેટલાક તેના પર પ્યાર બતાવતા નજીક આવી ડબાતા ડબાતા બેસવા લાગ્યા. મદ્યપી મસ્ત થયેલા મંડળમાં એક શરીરે મસ્ત તથા મદ્યપી મદમસ્ત થયેલો પુરૂષ બેઠેલો હતો, તેના તરફ નવીન સુંદરીએ અતિશયં કામ પ્રેરીત નેત્ર કટાક્ષનો તીર ફેંકયો. એકજ કટાક્ષથી તે યુવકનું હૃદય ભેદાઇ ગયું. બીજો કટાક્ષ ફેંકતાં તે પુરૂષનું ચીત્ત હાથ રહ્યું નહીં, જેથી તે પોતાના સ્થળેથી ઉઠી એકદમ તે સ્ત્રી સમીપ આવ્યો અને કહેવા લાગ્યોઃ—

"વ્હાલી ! કૃપા કર્ય ! કૃપા કર્ય ! ! અમરસિંહે ફરીથી નજર ફેંકી તેણે ફરીથી આગ્રહ પૂર્વક કહ્યું. દીલરંજન મ્હારી સાથે ચાલ્ય, આનંદની રાત્રી આપણે આનંદમાં એકજ સ્થળે ગુજારીશું.

યુવતીએ નેત્રદ્વારા સાંકેતિક ઉત્તર આપ્યો; યુવકના આનંદનો પાર રહ્યો નહિ. તેણે આનંદમાંને આનંદમાં એક બે બોટલ મદ્ય ઉડાવી દીધું. એકાદ બે શીશા ભરી સાથે લીધું. નિશામાં ચકચુર બનેલા યુવકે ચતુરાઇ વાપરતાં કહ્યું.

"ચાલ્ય ચાલ્ય મ્હારી સાથે ચાલ્ય, હું તને માગીશ તે આપીશ; કદાપિ પણ ત્હારો ત્યાગ કરીશ નહિ; ભિક્ષા માગીને પણ ત્હારો મનોભિલાષ પૂર્ણ કરીશ; તું મ્હને વિદ્યા કરતાં પણ અતિશય મનોહર લાગે છે.

વિદ્યાનુ નામ સાંભળી નવીન યુવતિનો સ્વાંગ ધારણ કરનાર અમરસિંહના મનમાં આશંકા ઉત્પન્ન થઇ, તેથી તેણે અભિમાન દર્શાવતાં તે યુવકને કહ્યુ. "ઘર આગળ વિદ્યા નામની સ્ત્રી છે, તો પછી તમારી સાથે આવવાથી મ્હારો અર્થ સરશે નહિ

"તેની ત્હારે પિડા ? તુંજ માનીતી મનાશે, તનેજ પટરાણીપદ મળશે; એ હરામખોર મ્હારો હુકમ માન્ય કરતી નથી. મારૂં કહેવું માનતી નથી. હું તેને ત્હારી દાસી બનાવીશ ? મદિરામાં મસ્ત થયેલા તે યુવકે અકડાઇમાં આવી કહ્યું,

"તે કેમ બને ? મ્હારે વળી ત્હેની સાથે પીડામાં પડવું ? મ્હને તે પાલવશે નહિ.

"ત્હારે કોઇપણ પ્રકારે ડરવું નહિ; કદાપિ ત્હને એ કાંઇ બોલશે તો ત્હેની વાત તે જાણશે.

"તે તમારી પરણેતર પત્ની છે કે તેને ઘરમાં રાખવા ચાહો છો.

"અરે! નહિ! મેં તેની સાથે કાંઇ લગ્ન બગ્ન કીધું નથી; પરંતુ તેવી કાંઇ ઇચ્છા હતી ખરી. પણ તે તેણે માન્યું નહિ. તે કારણ માટે તો મેં તેનો માબાપ અને ભાઈ બહેન જોય ભેગાં કરી દીધાં છે.

"હાય! હાય! ત્યારે તો તમે ખુની છો? સ્ત્રીએ આશ્ચર્ય પામતાં ભયસુચક સ્વરે કહ્યું.

"તેથી ત્હારે શામાટે ગભરાવું પડે છે? ત્હારૂં તો ખુન નહિ કરૂં? ને તને રાત દિવસ સુખ ચેનમાં રાખીશ. હૈયાનો હાર ને કોટનું માદલીયાની માફક સાચવીશ! ચાલ્ય, ચાલ્ય, મારી સાથે ચાલ્ય હું ત્હને મ્હારા ખભે બેસાડી લઇ ચાલું.

"અત્યારે તમે મદિરા પી મસ્ત બનેલા છો, તમારો પગ પણ પૃથ્વીપર ઠરતો નથી. તો પછી મ્હને શી રીતે ખભે બેસાડી લઇ ચાલો છો ચાલો હું તમારી પાછળ પાછળ આવું છું, પણ અહિંયાંથી કેટલે દુર જવાનું છે?"

"કાંઇ બહુ દુર જવાનું નથી. આ સામેના જંગલ દેખાય છે, ત્યાંજ મારૂં ગુપ્ત મકાન છે. હમણાં વાતો કરતાં ચાલ્યાં જઇશું.

"હેં! ત્યાં ગુપ્ત મકાન છે ત્યાં કોઇ તમારા સોબતી રહે છે કે નહિ શું તમે લુંટારાના સરદાર તો નથી ને? સ્ત્રીએ કૃત્રિમ વિસ્મયતા બતાવતાં કહ્યું.

"કેવી વાત! અમને ચોરના સરદાર કોણ કહી શકે તેમ છે? જો અમે જમીનદારના ફરજંદ છીયે જાતે જમીનદાર છીયે. મ્હારા સંગીમાં એકલી એ વિધા નામની છોડીજ છે. એ બહુજ ખરાબ છોકરી છે. એ હતભાગીનીનું સર્વસ્વ નાશ પામ્યું છે; તેણે સર્વસ્વ ગુમાવ્યું છે. એજ મ્હારો કાળ છે; તેને લીધેજ લુંટારાના સરદાર જાલમની સાથે મ્હારે મિ-

ત્રતા કરવી પડી છે, એને લીધેજ મારે ખુની; ચોર; જુવારી; બદમાસ અને દારૂડીઆ બનવું પડ્યું છે.

"તે તમોને ન્હાય નહિ છતાં, હમેશાં તેનું પાલન કરવાનું કારણ.

"શરણે પડેલાનું પાલન કરવું એજ; એવું તો ઘણાનું પાલન કર્યુંછે

"કોનું કોનું એવી રીતે પાલન કરો છો? એ શિવાય કયાંયથી પકડી આણ્યું છે.

"હા? હા! છુપી પોલીસનો સરદાર અમરસિંહ કરીને છે, તેને ત્યાં એ વિદ્યાજ છુપી રહી હતી. વિદ્યાને જોઇને તેના મનમાં પ્રેમ ઉત્પન્ન થવાથી તેણે તે પોતાના ભાઇબંધને ત્યાં રહે છે. ત્યાં આગળએક ઓરડામાં સંતાડી રાખી હતી.

"પણ તમે તે જાણ્યું કેવી રીતે; વચ્ચેજ નવિન યુવતિ બોલી ઉઠી

"મને કેવી રીતે માલમ પડ્યું, મ્હારો મિત્ર જાલમસિંહ ઘણોજ વિચક્ષણ છે, તેણે બાતમી મેળવી તે છોકરીને પાછી અહીં ઉપાડી આણીછે

"તે વખતે તે છુપી પોલિસનો સરદાર કયાં ગયો હતો.

"કોણ જાણે તે પાછો કયાંય ગયો હશે? પરંતુ તેને તેની ખબર પડી હશે.

"તે તમારી જોવામાં આવે તો ત્હેને માર મારો ખરાને.

"એ વાત પુછવી નહિં. જો હાથમાં આવે તો તેનો જાન લીધા શિવાય મૂકે કોણ.

"આવી રીતે જ્યારે તેને માટે મહેનત ઉઠાવો છો, ત્યારે તો તે મ્હારા કરતાં તમને વધારે વ્હાલી લાગે છે, એમ કેમ ના મનાય.

"નહિં! નહિ! ત્હારી બરોબરી તે કરી શકે તેમ નથી; બોલ હવે. શું ઇચ્છા છે.

"કબુલ! કબુલ! લગ્ન કરવાનું કબુલ.

"ચાલો ત્યારે રસ્તામાં વધુ વાત કરવી કામની નથી ત્યાં જઇ આપણે પેટ ભરી વાતો કરીશું.

"તમે મ્હને તે તમારા મિત્રને ઘેર લઇ જશો કે નહિ

"લઇ જઇશ! પણ તે ત્યાં મળશે નહિ. તેની સાથેનાં માણસો પણ ત્યાં હશે નહિ; તે ઘણોજ ચુપકીથી રહે છે. પરન્તુ તે આપણી પાસે આવશે ખરો.

"ત્યાં એટલા હશે કે બીજું કોઇ હશે.

"ત્યાં એકલોજ રહે નહિ; હું જાણું છું કે ત્યાં તેણે એક છોકરીને છુપાવી રાખી છે, એમ મ્હારૂ અનુમાન છે. તેના ગુપ્ત આવાસની ઇશાન દિશાએ એક ગુપ્ત કોટડી છે, ત્યાંથી વારંવાર તે છોકરીનો અવાજ આવતો મ્હારે કર્ણે પડે છે.

"ત્યારે તમે તે છોકરીને જોવાને માટે તમારા મિત્રને કેમ આગ્રહ કરતા નથી.

"મેં તેહેને તેને જોવા માટે બહુવાર કહ્યું છે.

"ત્યારે તેણે શું જવાબ આપ્યો છે.

"તેણે જણાવ્યું કે ત્યાં એક પીશાચની સ્ત્રી (ભૂતડી) રહે છે. માટે ત્યાં કોઇએ જવા જેવું નથી. તે ઘણીજ દુઃખદાઇ છે, માટે તેને કેદ કરી છે.

ત્યારે તેઃ ભૂતને રેહેવાનું ઘર હશે?

ના, ના તે સ્ત્રીનું ઘર છે!

મ્હને તે બતાવશો?

ત્હારે ભૂત પત્ની થવું છે?

નહિ, નહિ! હું તો મનુષ્ય પત્ની છું. મ્હારે તેના જેવું થવું નથી, તેમ તેની સાથે રેહેવું નથી

તો ઠીક. હું ત્હને તે ઘર બતાવીશ !

નવિન યુવતી સ્વરૂપે આવેલા અમરસિંહે અનાયાસ મળતી બાતમી માટે ઇશ્વરનો ઉપકાર માન્યો. ધારણા કરેલો સ્ત્રીનો વેષ આબાદ ઉતરવાથી પરમકૃપાળુ પરમાત્માને ધન્યવાદ આપવા લાગ્યો ને મનમાંને મનમાંજ પોતે અનુમાન બાંધવા લાગ્યા કેઃ-" જે સ્થળે નલ્હીનીને બંધન કરી છે, તેજ ઓરડો ઇશાનમાં હોવો જોઇએ ! " અહીં સુધીની બાતમી તો ગળી ચૂકી તેણે પ્રકાશપણે યુવકને પૂછ્યું. " રાત્રી અધિક વહી ગઇ છે, માટે ચાલો નહિ તો આનંદ માણવાનો વખત વહી જશે. અને તેને સ્ત્રીને મળવાનો વખત વ્યતીત થઇ જશે. "

ત્યારે ઉતાવળે ઉતાવળે મારી પાછળ પાછળ આવ્ય.

એ પ્રમાણે કહી આગળ યુવક અને તેની પાછળ પાછળ તે વેષધારી સ્ત્રીએ ચાલવા માંડ્યું.



# પ્રકરણ ૧૨ મું.

## પાપાત્માને પાપનો બદલો.

ચાહે તો મરીશ! મારીશ: પણ તેનું ખુન કર્યા સિવાય ક્હાપિ પણ રહીશ નહિ! એ માહા પાપીષ્ટના રક્ત વડે, માતા, પીતા, અને ભાઈ બ્હેનનું તર્પણ કરીશ! તેને સમજણ પાડીશ કે, પોતાને ખાતર પોતે નહિ મરતાં, બીજાને ખાતર મ્હારો પ્રાણ તેને અર્પણ કરૂં છું! હમણાંજ આવશે, અને મ્હને પોતાની બનાવવા પ્રયત્ન કરશે, મ્હને બોલીને ભોળવા અનતું કરશે, પરંતુ તેને ખબર નહિ હોય કે આજેજ હજારો દિવસની દાઝ તેના ઉપર ઉતરવાની છે! પોતાનું મૃત્યુ તે સાથેજ લઈને આવ્યો છે! આજેજ એણે અદ્યાપિ પર્યંત કરેલાં પાપોની પૂર્ણાહુતિમાં એનો પ્રાણ જવાનો છે!

એ પ્રમાણે એક અરણ્યમાં આવેલા અવાસમાં એક સ્ત્રી બોલી રહી હતી તે પોતાના શબ્દો પૂરા ઉચ્ચારી રહી નહોતી, એટલામાં તે અવાસનાં દ્વાર ધીમે ધીમે ઉઘડતાં તેના સાંભળવામાં આવ્યાં. તરતજ તે સ્ત્રી સાવચેત થઈ, અને પાસે પડેલી એક કીરીચ તેણે પોતાના હાથમાં દૃઢ રીતે પકડી, ધીમે ધીમે દ્વાર સમીપ આવી. અને ઉઘડતા દ્વારની પાછળ સંતાઈ ગઈ.

ધીમે ધીમે દ્વાર પૂર્ણ રીતે ઉઘડ્યું, તેણે અજાયબી વચ્ચે, એક સ્ત્રીને અંદર જોઈ, તે આવનારી સ્ત્રી પણ કોઈને નહિ દેખવા અતિશય વિચારમાં પડી. તેણે ઓરડાની અંદર ચારે બાજુ પોતાની નજર ફેરવી તો દ્વાર પાછળ એક સ્ત્રીને રોષયુક્ત નેત્રે પોતાના હાથમાં કીરીચ પકડી ઉભેલી જોઈ. તેણે કીરીચ પકડી ઉભેલી સ્ત્રીને ઓળખી, મૃદુ સ્વરે કહ્યું "કોણ વિદ્યા?"

વિદ્યા ઘણીજ વિસ્મય થયેલી હોવાથી, અને આવેલ સ્ત્રીને પોત

મરણ પામેલી માતાના રૂપ, તથા ઉમ્મરમાં સમાન જોઇને સ્તબ્ધ બની ગઇ હતી. પોતાની મરણ પામેલી માતા પ્રેતરૂપે તો અહિયાં આવી નહિ હોય એમ તેના મનમાં વેહેમ પેશી જતાં એ અત્યંત ભય પામી, તેને આવેલી સ્ત્રી એમજ કહેતી હોય કે, "વિદ્યા ! વિદ્યા ! તું જીવતિ છતાં હજુ સુધી તેં ત્હારાં માતા પીતા, અને ભાઈ ભગ્નીનું વૈર લીધું નથી ? ધિક્કાર છે ! જ્યાં સુધી તેં તેનો પ્રાણ લીધો નથી, ત્યાં સુધી શું મોં લઈ જીવે છે ? ત્હારે માટે એ પાપાત્માએ અમારા અકાળે પ્રાણ હરણ કર્યા છે, તે તું જાણતી નથી ?" એ પ્રમાણે રોષમિશ્રીત વાક્યો નિકળતાં સાંભળી વિદ્યા એકદમ પોતાના હાથમાં પકડેલી કિરીચ સાથે ક્રોધથી ઉછળી. તેને પોતાના દેહનું ભાન રહ્યું નહિ, પોતાની માતાનાં પ્રેતરૂપે દર્શન થયેલાં જોઇ તે વિસ્મયતા પામી. કેટલીકવારે તેનું ચિત્ત ઠેકાણે આવ્યું. જોયુ તો આવેલી સ્ત્રી અદૃશ્ય થઈ ગયેલી જોઈ. સ્ત્રીને બદલે સુંદર સ્વરૂપ પુરૂષ મૂર્તિને પોતાની તરફ નિષ્પલક નેત્ર નિહાળી રહેલો જોયો. તેણે તેને ઓળખ્યો, જે પુરૂષે પોતાને આશ્વાસન આપી અનાશ્રીત જાણી આશ્રય આપ્યો હતો, તેજ આ છે ! એજ પરોપકારી વૃત્તિવાન શ્રેષ્ટ ડીટેકટીવ અમરસિંહ છે, એમ તેની પાકી ખાત્રી થઈ. પણ તે સહજ સમયમાં કેવી રીતે બાતમી મેળવી અહીં સુધી આવ્યો, અને પોતાની સહાય કરવા તૈયાર થયો, એ આશ્ચર્યમાં ગરકાવ થઇ ગઇ. તેણે સમર્થ પુરૂષની સહાય મળેલી માની સર્વેશ્વરનો અંતઃકરણથી આભાર માન્યો, અવસ્ય મ્હને આ સ્થળેથી છોડાવશે એમ તેની પૂર્ણ ખાત્રી થઈ.

વિદ્યાને વિચારગ્રસ્ત અને અતિશય વિસ્મય થતી વિલોકી અમરસિંહે કહ્યું. વિદ્યા ! વિદ્યા !"

"શું તમે મ્હને ઓળખી કાઢી છે ?"

"હા. હું તને ઓળખી શક્યો છું; તને સહાય કરવાજ અહીં આવ્યો છું. પણ તું અહિં શું કરી શકે તેમ છે ?"

"શું કરીશ, એ સવાલજ ના કરશો. હું વિષયી વિષયકુમારનું ખુન કરીશ. ત્હેના રક્તમાં આ મ્હારી કીરીચ તરબોળ કરીશ. ત્હેના ઉષ્ણ રક્તવડે મ્હારાં વ્હાલાં માતા પિતા અને ભાઇ બ્હેનનું તર્પણ કરીશ."

તેને શિક્ષા કરવાનું કાર્ય ત્હે મ્હને સોંપ્યું છે ને?

કદાપિ આ સ્હાય વિનાની દીન અબળાના કાર્યને વિસરી ગયા હો, તેથીજ મેં આવી રીતે દઢ નિશ્ચય કર્યો છે। અતિસય ઉંડો નિઃશ્વાસ નાંખતાં વિદ્યાએ કહ્યું.

વિદ્યા! તું જાણે છે કે, કોઇ પણ કાર્ય મ્હારી નજરમાંથી દૂર થતું નથી? હું કોઇ પણ વાત વિસ્મૃત થતો નથી? જો ભૂલીજ ગયો હોઉં તો પછી અત્યારે અહીં આવવાનું પ્રયોજન?

વિદ્યાનું હૃદય અતિશય આનંદિત થયું, તેના મુખ કમળ કાંઇ અને સર્ગિક ભાવ ઉત્પન્ન થઈ આવ્યો, તે લાંબી વાર ટક્યો નહિ, પણ તરતજ મુખ મ્લાન થતું ચાલ્યું. તેણે પાદાગ્ર તરફ દૃષ્ટિ નાંખતાં કહ્યું. "અહા હા! કેટલી બધી કૃપા! કેટલું બધું દૂર્ઘટ કાર્ય શિરપર ઉઠાવ્યું છે!

વિદ્યા! ધારેલે સ્થળે હું આવી પ્રોહોચ્યો છું હવે ધારીશ તે વખતે વિષય કુમારને તેના મિત્ર જાલમને અને એના સાથીઓને જકડી પકડી લઇ જઇશ,

ત્યારે સ્યા માટે વાર કરો છો? કોની રાહ જુવો છો.

હજી કાંઇક વિલંબ છે. બે ચાર દિવસ એ બધું તને કરી બતાવીશ. આપની ઇચ્છા વિરૂદ્ધ આગ્રહ કરીશ નહિ, આપને જે સારૂ લાગે તે આપે કરવું.

હજી એકાદ બે દિવસ તમારે દુઃખ વેઠવું પડશે. પછીથી સર્વ સારૂજ થશે,

વિદ્યા કાંઇપણ બોલી નહિ, પરંતુ તેણે નેત્ર દ્વારાજ સંતોષ પ્રદર્શીત કર્યો. અમરસિંહે તેને પૂછ્યું.

વિદ્યા આ મકાનમાં કોઈ બીજી સ્ત્રી સાથે મેળાપ થયો છે.

જાતોજાત મેળાપ થયો નથી, પરંતુ આ સ્થળે બીજી પણ એક હતભાગી સ્ત્રી તે દુષ્ટોના ભોગ થઈ પડી છે, એ વાત નિઃસંદેહ છે. કેટલીકવાર મેં ત્હેને નીચે પ્રમાણે કેહેતાં સાંભળ્યું છે. "દુષ્ટ ત્હારી પણ એજ દશા થશે, ત્હારો પણ એજ સમય આવશે.

મરણ પામેલી માતાના રૂપ, તથા ઉમ્મરમાં સમાન જોઇને સ્તબ્ધ બની ગઇ હતી. પોતાની મરણ પામેલી માતા પ્રેતરૂપે તો અહિયાં આવી નહિ હોય એમ તેના મનમાં વેહેમ પેશી જતાં એ અત્યંત ભય પામી, તેને આવેલી સ્ત્રી એમજ કહેતી હોય કે, “ વિદ્યા ! વિદ્યા ! તું જીવતિ છતાં હજુ સુધી તેં ત્હારાં માતા પીતા, અને ભાઈ ભગ્નીનું વૈર લીધું નથી ? ધિક્કાર છે ! જ્યાં સુધી તેં તેનો પ્રાણ લીધો નથી, ત્યાં સુધી શું મોં લઈ જીવે છે ? ત્હારે માટે એ પાપ:ત્માએ અમારા અકાળે પ્રાણ હરણ કર્યાં છે, તે તું જાણુતી નથી ? ” એ પ્રમાણે રોષમિશ્રીત વાકયો નિકળતાં સાંભળી વિદ્યા એકદમ પોતાના હાથમાં પકડેલી કિરીચ સાથે ક્રોધથી ઉછળી. તેને પોતાના દેહનું ભાન રહ્યું નહિ, પોતાની માતાનાં પ્રેતરૂપે દર્શન થયેલાં જોઇ તે વિસ્મયતા પામી. કેટલીકવારે તેનું ચિત્ત ઠેકાણે આવ્યું. જોયુ તો આવેલી સ્ત્રી અદસ્ય થઈ ગયેલી જોઈ. સ્ત્રીને બદલે સુંદર સ્વરૂપ પુરૂષ મૂર્તિને પોતાની તરફ નિષ્પલક નેત્ર નિહાળી રહેલો જોયો. તેણે તેને ઓળખ્યો, જે પુરૂષે પોતાને આશ્વાસન આપી અનાશ્રીત જાણી આશ્રય આપ્યો હતો, તેજ આ છે ! એજ પરોપકારી વૃત્તિવાન શ્રેષ્ટ ડીટેકટીવ અમરસિંહ છે, એમ તેની પાકી ખાત્રી થઈ. પણ તે સહજ સમયમાં કેવી રીતે બાતમી મેળવી અહીં સુધી આવ્યો, અને પોતાની સહાય કરવા તૈયાર થયો, એ આશ્ચર્યમાં ગરકાવ થઇ ગઇ. તેણે સમર્થ પુરૂષની સહાય મળેલી માની સર્વેશ્વરનો અંતઃકરણથી આભાર માન્યો, અવસ્ય મ્હને આ સ્થળેથી છોડાવશે એમ તેની પૂર્ણ ખાત્રી થઈ.

વિદ્યાને વિચારગ્રસ્ત અને અતિશય વિસ્મય થતી વિલોકી અમરસિંહે કહ્યું. વિદ્યા ! વિદ્યા ! ”

“ શું તમે મ્હને ઓળખી કાઢી છે ? ”

“ હા. હું તને ઓળખી શકયો છું; તને સહાય કરવાજ અહીં આવ્યો છું. પણ તું અહિં શું કરી શકે તેમ છે ? ”

“ શું કરીશ, એ સવાલજ ના કરશો. હું વિષયી વિષયકુમારનું ખુન કરીશ. તેહેના રક્તમાં આ મ્હારી કીરીચ તરબોળ કરીશ. ત્હેના ઉષ્ણુ રક્તવડે મ્હારાં વ્હાલાં માતા પિતા અને ભાઇ બ્હેનનું તર્પણ કરીશ. ”

તેને શિક્ષા કરવાનું કાર્ય ત્હે મ્હને સોંપ્યું છે ને ?

કદાપિ આ સ્હાય વિનાની દીન અબળાના કાર્યને વિસરી ગયા હો, તેથીજ મેં આવી રીતે દૃઢ નિશ્ચય કર્યો છે। અતિસય ઉંડો નિઃશ્વાસ નાંખતાં વિદ્યાએ કહ્યું.

વિદ્યા ! તું જાણે છે કે, કોઇ પણ કાર્ય મ્હારી નજરમાંથી દૂર થતું નથી ? હું કોઇ પણ વાત વિસ્મૃત થતો નથી ? જો ભૂલીજ ગયો હોઉં તો પછી અત્યારે અહીં આવવાનું પ્રયોજન ?

વિદ્યાનું હૃદય અતિશય આનંદિત થયું, તેના મુખ કમળ કાંઇ અનૈસર્ગિક ભાવ ઉત્પન્ન થઈ આવ્યો, તે લાંબી વાર ટક્યો નહિ, પણ તરતજ મુખ મ્લાન થતું ચાલ્યું. તેણે પાદાગ્ર તરફ દૃષ્ટિ નાંખતાં કહ્યું. " અહા હા ! કેટલી બધી કૃપા ! કેટલું બધું દુર્ઘટ કાર્ય શિરપર ઉઠાવ્યું છે !

વિદ્યા ! ધારેલે સ્થળે હું આવી પોહોચ્યો છું હવે ધારીશ તે વખતે વિષય કુમારને તેના મિત્ર જાલમને અને એના સાથીઓને જકડી પકડી લઇ જઇશ,

ત્યારે સ્યા માટે વાર કરો છો ? કોની રાહ જુવો છો.

હજી કાંઇક વિલંબ છે. બે ચાર દિવસ એ બધું તને કરી બતાવીશ. આપની ઇચ્છા વિરૂદ્ધ આગ્રહ કરીશ નહિ, આપને જે સારૂ લાગે તે આપે કરવું.

હજી એકાદ બે દિવસ તમારે દુઃખ વેઠવું પડશે. પછીથી સર્વ સારૂજ થશે,

વિદ્યા કાંઇપણ બોલી નહિ, પરંતુ તેણે નેત્ર દ્વારાજ સંતોષ પ્રદર્શીત કર્યો. અમરસિંહે તેને પૂછ્યું.

વિદ્યા આ મકાનમાં કોઈ બીજી સ્ત્રી સાથે મેળાપ થયો છે.

જાતોજાત મેળાપ થયો નથી, પરંતુ આ સ્થળે બીજી પણ એક હતભાગી સ્ત્રી તે દુષ્ટોના ભોગ થઈ પડી છે, એ વાત નિઃસંદેહ છે. કેટલીકવાર મેં ત્હેને નીચે પ્રમાણે કહેતાં સાંભળ્યું છે. " દુષ્ટ ત્હારી પણ એજ દશા થશે, ત્હારો પણ એજ સમય આવશે.

મરણુ પામેલી માતાના રૂપ, તથા ઉમ્મરમાં સમાન જોઇને સ્તબ્ધ બની ગઇ હતી. પોતાની મરણુ પામેલી માતા પ્રેતરૂપે તો અહિયાં આવી નહિ હોય એમ તેના મનમાં વેહેમ પેશી જતાં એ અત્યંત ભય પામી, તેને આવેલી સ્ત્રી એમજ કહેતી હોય કે, “ વિદ્યા ! વિદ્યા ! તું જીવતિ છતાં હજુ સુધી તેં ત્હારાં માતા પીતા, અને ભાઈ ભગ્નીનું વૈર લીધું નથી ? ધિક્કાર છે ! જ્યાં સુધી તેં તેનો પ્રાણુ લીધો નથી, ત્યાં સુધી શું મોં લઈ જીવે છે ? ત્હારે માટે એ પાપ:ત્માએ અમારા અકાળે પ્રાણુ હરણુ કર્યાં છે, તે તું જાણુતી નથી ? ” એ પ્રમાણે રોષમિશ્રીત વાકયો નિકળતાં સાંભળી વિદ્યા એકદમ પોતાના હાથમાં પકડેલી કિરીચ સાથે ક્રોધથી ઉછળી. તેને પોતાના દેહનું ભાન રહ્યું નહિ, પોતાની માતાનાં પ્રેતરૂપે દર્શન થયેલાં જોઇ તે વિસ્મયતા પામી. કેટલીકવારે તેનું ચિત્ત ઠેકાણે આવ્યું. જોયુ તો આવેલી સ્ત્રી અદૃસ્ય થઈ ગયેલી જોઈ. સ્ત્રીને બદલે સુંદર સ્વરૂપ પુરૂષ મૂર્તિને પોતાની તરફ નિષ્પલક નેત્ર નિહાળી રહેલો જોયો. તેણે તેને ઓળખ્યો, જે પુરૂષે પોતાને આશ્વાસન આપી અનાશ્રીત જાણી આશ્રય આપ્યો હતો, તેજ આ છે ! એજ પરોપકારી વૃત્તિવાન શ્રેષ્ટ ડીટેકટીવ અમરસિંહ છે, એમ તેની પાકી ખાત્રી થઈ. પણુ તે સહજ સમયમાં કેવી રીતે બાતમી મેળવી અહીં સુધી આવ્યો, અને પોતાની સહાય કરવા તૈયાર થયો, એ આશ્ચર્યમાં ગરકાવ થઇ ગઇ. તેણે સમર્થ પુરૂષની સહાય મળેલી માની સર્વેશ્વરનો અંતઃકરણથી આભાર માન્યો, અવસ્ય મ્હને આ સ્થળેથી છોડાવશે એમ તેની પૂર્ણ ખાત્રી થઈ.

વિદ્યાને વિચારગ્રસ્ત અને અતિશય વિસ્મય થતી વિલોકી અમરસિંહે કહ્યું. વિદ્યા ! વિદ્યા ! ”

“ શું તમે મ્હને ઓળખી કાઢી છે ? ”

“ હા. હું તને ઓળખી શકયો છું, તને સહાય કરવાજ અહીં આવ્યો છું. પણુ તું અહિં શું કરી શકે તેમ છે ? ”

“ શું કરીશ, એ સવાલજ ના કરશો. હું વિષયી વિષયકુમારનું ખુન કરીશ. ત્હેના રક્તમાં આ મ્હારી કીરીચ તરબોળ કરીશ. ત્હેના ઉષ્ણુ રક્તવડે મ્હારાં વ્હાલાં માતા પિતા અને ભાઇ બ્હેનનું તર્પણુ કરીશ. ”

તેને શિક્ષા કરવાનું કાર્ય ત્હે મ્હને સોંપ્યું છે ને ?

કદાપિ આ સ્હાય વિનાની દીન અબળાના કાર્યને વિસરી ગયા હો, તેથીજ મેં આવી રીતે દૃઢ નિશ્ચય કર્યો છે। અતિસય ઉડો નિઃશ્વાસ નાંખતાં વિદ્યાએ કહ્યું.

વિદ્યા ! તું જાણે છે કે, કોઇ પણ કાર્ય મ્હારી નજરમાંથી દૂર થતું નથી ? હું કોઇ પણ વાત વિસ્મૃત થતો નથી ? જો ભૂલીજ ગયો હોઉં તો પછી અત્યારે અહીં આવવાનું પ્રયોજન ?

વિદ્યાનું હૃદય અતિશય આનંદિત થયું, તેના મુખ કમળ કાંઇ અને સર્ગિક ભાવ ઉત્પન્ન થઈ આવ્યો, તે લાંબી વાર ટકયો નહિ, પણ તરતજ મુખ મ્લાન થતું ચાલ્યું. તેણે પાદાગ્ર તરફ દૃષ્ટિ નાંખતાં કહ્યું. " અહા હા ! કેટલી બધી કૃપા ! કેટલું બધું દુર્ઘટ કાર્ય શિરપર ઉઠાવ્યું છે !

વિદ્યા ! ધારેલે સ્થળે હું આવી પ્રોહોચ્યો છું હવે ધારીશ તે વખતે વિપય કુમારને તેના મિત્ર જાલમને અને એના સાથીઓને જકડી પકડી લઇ જઇશ,

ત્યારે સ્યા માટે વાર કરો છો ? કોની રાહ જુવો છો.

• હજી કાંઇક વિલંબ છે. બે ચાર દિવસ એ બધું તને કરી બતાવીશ. આપની ઇચ્છા વિરૂદ્ધ આગ્રહ કરીશ નહિ, આપને જે સારૂ લાગે તે આપે કરવું.

હજી એકાદ બે દિવસ તમારે દુઃખ વેઠવું પડશે. પછીથી સર્વ સારૂંજ થશે,

વિદ્યા કાંઇપણ બોલી નહિ, પરંતુ તેણે નેત્ર દ્વારાજ સંતોષ પ્રદર્શીત કર્યો. અમરસિંહે તેને પૂછયું.

વિદ્યા આ મકાનમાં કોઈ બીજી સ્ત્રી સાથે મેળાપ થયો છે.

જાતોજાત મેળાપ થયો નથી, પરંતુ આ સ્થળે બીજી પણ એક હતભાગી સ્ત્રી તે દુષ્ટોના ભોગ થઈ પડી છે, એ વાત નિઃસંદેહ છે. કેટલીકવાર મેં ત્હેને નીચે પ્રમાણે કહેતાં સાંભળ્યું છે. " દુષ્ટ ત્હારી પણ એજ દશા થશે, ત્હારો પણ એજ સમય આવશે.

શું વિષયકુમાર ત્હેને એવી રીતે કહે છે ?

ના ત્હેનો અવાજ હું ઓળખી શકું છું.

ઠીક ત્યારે તો બીજુ કાંઇ નહિ, પણ જાલમસિંહજ તેના પ્રેમને માટે યાચના કરતો હોવો જોઇએ. જોઇ લેવાશે. વિદ્યા કષ્ટ સહન કરી તું મ્હારી સાથે આવવા તૈયાર થશે.

આપ ક્યાં જવા ધારો છો

બીજે કોઇ સ્થળે નહિ, પરંતુ આ મકાનની અંદર એક બાજુપર.

આપને તે દુષ્ટ ખુનીઓ તરફથી કાંઈ હરકત તો આવશે નહિ ને,

"ત્હેની ત્હારે ચિંતા કરવી નહિ. મકાનની બહારના માણસો મકાનની અંદર આવી શકે તેમ નથી, કેમકે આવવાનો રસ્તો મેં ક્યારનોએ બંધ કરી દીધો છે શત્રુ પક્ષનો ફક્ત વિષય કુમાર એકલોજ અંદર છે. તે પણ બેભાના વસ્થામાં પડ્યો છે. મેં ત્હેને મધની સાથે એક કેફી પદાર્થ પાઇ દીધો છે, એટલે પાંચ કલાક સુધીતો કાંઇ પણ અડચણ આવે તેમ નથી.

"તમે કેવી રીતે વિષયકુમારની પ્રીતિ કરી સર્વ બાતમી મેળવી, (વિચાર કરી) હા હા સમજાયું સ્ત્રી વેષે આપે ત્હેને આધીન બનાવ્યો હશે; કેમ ખરૂં ને ?

એ પ્રમાણે કહી બંનેએ તે ઓરડીનો ત્યાગ કરી અમરસિંહ આગળ અને વિદ્યા પાછળ એમ ચાલવા માંડ્યું. ચાલતાં ચાલતાં તેઓ ચંદ્રના પ્રકાશ અંદર મકાનના ઉત્તર બાજુના છેડા પર્યંત આવી પોહોંચ્યાં ત્યાં તેમને એક ઓરડી જણાઇ. અમરસિંહે વિદ્યાને ઉદ્દેશી કહ્યું.

"વિદ્યા ! અહીંજ તે સ્ત્રીને અટકાયતમાં રાખી છે, અમરસિંહે પોતાના ખીસ્સામાંથી એક કુંચી કાઢી તાળુ ઉઘાડી દ્વારને ધક્કો માર્યો, તરતજ કમાડ ઉઘડી ગયાં. અંદરની બાજુ એક ઝાંખો દિવો બળતો તેમના જોવામાં આવ્યો. એકાએક આ બાળા "લ્યો મારી નાંખ્ય ! લ્યો મારી નાંખ્ય !" એ પ્રમાણે બુમ મારતી સામી આવી અમરસિંહે ત્હેને શાંત

કરતાં કહ્યું. બીહીશ નહિ ! અમે ત્હારૂ ખુન કરવા આવ્યા નથી. પણ તારો બચાવ કરવા આવ્યા છીયે.

આશ્વાસન આપનારના ચરણમાં તે બાળા હાથ જોડી પડી, અને કહેવા લાગી. "આપ મ્હારા પિતા સમાન છો. આપ મ્હારૂં રક્ષણ કરો. હું તમારે શર્ણે છું. મારૂં રક્ષણ કરો, "

"બીહીશ નહિ. હમણાંજ હું તને છોડાવું છું. મન સ્થિર કરી એક-વાર તું મ્હારા સામું જો." અમરસિંહે આશ્વાસન આપતાં કહ્યું.

બીચારી બાળા અમરસિંહના એ કહેવાનો કાંઇપણ મર્મ સમજી નહિ, તેથી તેણે કહ્યું. "આપ શું કહો છો તે હું કાંઈ સમજતી નથી.

"બાળા. કાંઇપણ સંદેહ નહિ લાવતાં જેમ પુત્રી પિતા સામું જુએ તેમ તું મ્હારા સામું જો."

તે બાલિકાએ લજ્યાપૂર્વક અમરસિંહના સામું જોયું, તેને જોતાંજ તે એકાએક રડવા લાગી. તે બહુજ પરાકાષ્ટાએ બોલી. "આપ પોતેજ છો ? કાકા !" એમ કહી વધારેને વધારે રૂદન કરવા લાગી.

"નલિની. રડય નહિ. શાન્ત થા. આ ભયાનક સ્થળનો વિચાર કર્ય. ત્હારો અવાજ આજુબાજુ વસનારા કોઇને પણ કર્ણે પડશે તો કેવું અનર્થકારક પરિણામ આવશે તેનો વિચાર કર્ય. કોઇ જાણી જશે તો ત્હને છોડાવી જવાનું બની શકશે નહિ. સાવધ થા. હું જેમ કહું તેમ કરવા તૈયાર થા."

નલિની એ પ્રમાણેના અમરસિંહના આશ્વાસનયુક્ત શબ્દો સાંભળી તેના સામુ જોઇ રહી. અને શું આજ્ઞા કરે છે, તે સાંભળવા તૈયાર થઈ. તેને અમરસિંહે કહ્યું. "નલિની. કોઇપણ કાર્યાનુસાર ત્હારે હજી એકાદ બે દિવસ અહીં રહેવું પડશે. અદ્યાપિ પર્યંત અતિશય દુઃખ સહન કર્યું છે, તો બે દિવસ અધિક ઉઠાવવા ધીરજ ધારણ કરવી પડશે.

"કાકા ! એમ થશે તો આ દેહ ટકી શકશે નહિ; હવે મ્હારાથી માર સહન થઇ શકતો નથી. એ પ્રમાણે અશ્રુપૂર્ણ નયને કહેતાં તેણે પોતાનો વાંસો ખુલ્લો કરી બતાવ્યો. અમરસિંહના ક્રોધની પરિસીમા રહી

નહિ. તે મનમાં ને મનમાંજ બોલ્યો.

"દુષ્ટ નર પિશાચ જાલમસિંહે! એક સુકોમળ બાળા ઉપર જુલમ? આમાંજ બહાદુરીનો સમાવેશ કર્યો છે? તેણે ... ટો હું બ્હેન! આવી રીતે માર મારવાનો તેનો શું અભિપ્રાય હશે? ... માણે

નલિની ચકીત નેત્રે કાંઈપણ નહિ બોલતાં મૌન્ય ધારણ કરી જોઇ રહી અમરસિંહ તેનો મનોભાવ અંતરમાં સમજી ગયો. તેણે તે વાત ફરીથી નહીં પુછતાં પોતાનાજ મનમાં નિશ્ચય કર્યો. એજ? જાલમે વિષયાનુંરાગી બની પોતાની દુર્વૃત્તિ અનુસાર વર્ત્તાવવા આ પ્રમાણેનો જુલમ વાપર્યો છે. ઠીક છે! આ સમય તે સંબંધે વિચાર કરવાનો નથી, પરંતુ કર્ત્તવ્ય સાધવાનો છે. નલિનીપર આ પ્રકારે અસહ્ય જુલમ વપરાતો હોવાથીજ તે અહીં ટકવા ખુશી નથી! તેમ નલીની અને વિદ્યાને અહિંથી મૂક્ત કરી લઈ જવામાં પણ સાર્થકય નથી. ત્યારે શું કરવું? એ પ્રમાણે વિચાર કરતો અમરસિંહ કેટલીકવાર પર્યંત મૌન્ય ધારણ કરી રહ્યો. તેણે વિદ્યાને કહ્યું. વિદ્યા! તમારો ઉદ્ધાર કરવાનો હવે સમય રહ્યો નથી. વિષચંકુમારને હવે વિષ ઉતરવાનો સમય થયેલો હોવાથી તેને ધીમે ધીમે ચૈતન્ય આવતું હશે. તેને ચૈતન્ય પ્રાપ્ત થતાં તમોને છોડાવી જવું મુસ્કેલ થઈ પડશે.

"આપ આજ્ઞા આપો તો હમણાંજ જઇને હું આ કીરીચ તેના ગરદનપર બેસાડી તેને મારાં આત્મીય જનો જે રસ્તે ગયાં છે ત્યાં પોહોચાડી દઉં? વિદ્યાએ વિરત્વ બતાવતાં કહ્યું.

"નહિ, નહિ! એ પ્રમાણે કરવું ઉચીત નથી. અત્યારે તો તે મરણાવસ્થામાંજ પડેલો છે, તેને તેવી અવસ્થામાં મારવો એ મરેલાને મારવા સમાન છે.

વિદ્યા અમરસિંહનાં એ વાકયો સાંભળી શરમીંદી બની ગઇ. અમરસિંહે તેને કહ્યું. 'વિદ્યા! નલીનીને સાથે લઇ જલદીથી મ્હારી સાથે ચાલ્ય."

અમરસિંહના એ શબ્દો સાંભળી, ઓઢેલું વસ્ત્ર ઉતારી પોતાની ક-

જબુત રીતે બાંધી એક હાથે નલીનીનો હાથ પકડી બીજા હાથમાં ઘવાળો છરો ધારણ કરી તે અમરસિંહના સામું જોઇ રહી. અમએ હીંમત જોઇ અત્યંત ખુશી થયો. કાંઇપણ નહિં બોલતાં થયો, તે ચારે તરફ તિક્ષણ દ્રષ્ટીએ અવલોકતો ચાલવા લાગ્યો કેપોહોચ્યાં નહિ હોય, એટલામાં નજીકમાંથી "મૂક્તામાલા મૂક્તા એ પ્રમાણે ઉચ્ચ સ્વરે બુમ મારતું હોય, તેમ તેને જણાયું. અમસહે તે સાંભળી વિદ્યા તથા નલીનીને કહ્યું, હુશીયાર થાઓ! જલદીથી બહાર નિકળી જાઓ. હું જરા ફરીથી અંદર જઇ આવું છું.

અમરસિંહના એ શબ્દો સાંભળી નલીની કંપી ઉઠી. તેણે અતિશય આગ્રહ પૂર્વક અમરસિંહને કહ્યું. "કાકા! એ યમપુરીમાં આપ હવે જશો નહિ. મ્હને અતિશય ભય લાગે છે. ચાલો આપણે અંહીથી જલદીથી બહાર નિકળી જઇએ.

અમરસિંહે તેને હસતાં હસતાં કહ્યું. ભય! ભય રાખવાનું કાંઇપણ કારણ નથી; અતિશય આવસ્યકીય કાર્ય હોવાથી હમણાંજ જઇને પાછો આવું છું. હું મ્હારાં સ્ત્રીનાં કપડાં ત્યાં ભૂલી ગયો છું, તે શિવાય બીજીપણ કીમતિ ચીજો ત્યાં રહી ગઇ છે, તે લઇ તરતજ આવું છું. તેણે વિદ્યાને અનુસરી કહ્યું "વિદ્યા! નલીનીને સાથે લઇ તું આ સામે દેખાય છે, તે વૃક્ષની પાસે મ્હારા આવતા સુધી ઉભી રહેજે, હું તરતજ પાછો આવુંછું.

અમરસિંહ સપાટાબંધ ત્યાંથી અંદર ચાલ્યો ગયો. વિદ્યા અને તેની સાથેની નલીની દર્શાવેલા વૃક્ષ આગળ આવી ઉભાં.

જે કોટડીની અંદર વિદ્યાને ગોંધવામાં આવી હતી તે સ્થળે અમરસિંહ આવી પહોચ્યો, તો વિષયકુમારને ત્યાં આંમ તેમ ફરતો અવલોકયો તે સચેતન થયાની પોતાની ધારણા સત્ય ઠરી. તે સ્ત્રી સ્વરૂપ ધારણ કરેલા પોતાનેજ "મૂક્તામાળા! મૂક્તામાળા! કરીને બુમ મારે છે, એ ચોક્કસ થયું. વિદ્યાની પણ તપાસ કરવા હવે તે બહાર આવશે, એમ તેની ખાત્રી થઈ હવે શું ઉપાય યોજવો, તેનો અમરસિંહે વિચાર કર્યો, તરતજ શિયાળ ઉપર સિંહ કુદી પડે, તેમ તે વિષયકુમાર ઉપર કુદી પડ્યો, અને તેને પકડ્યો.

"શા માટે આ પ્રમાણે તું મ્હને પકડે છે? વિસ્મીત નયને અમર-સિંહ તરફ જોતાં વિષયકુમારે પૂછ્યું.

અમરસિંહે તેના પૂછવાનો કાંઇપણ ઉત્તર આપ્યો નહિ; પરંતુ ઉચ્ચ સ્વરે કહ્યું. દુષ્ટ! ઉગરવાની આશા હોય તો ઉપાય કર્ય. હું તારો કો દુ-શ્મન અમરસિંહ છું. ત્હારો પ્રાણ લેવાનેજ અત્રે આવ્યો છું. એ પ્રમાણે કહી અમરસિંહે જોરથી વિષયકુમારના કપાળમાં મૂકી મારી.

વિષયાકુમાર અમરસિંહના વજ્રમય મુષ્ટી પ્રહારથી મૂર્છીત થઈ પૃથ્વી-પર પડી ગયો. અમરસિંહ સાધ્ય સમય પ્રાપ્ત થવાથી પોતાનાં વસ્ત્રાદિ લઇ મૂર્છીત વિષયકુમારના હાથ પગ બાંધી ત્યાં પડેલી એક કીરીચ હાથમાં લઇ સહજ ભાનમાં આવતા વિષયકુમારને કહેવા લાગ્યો. યાદ રાખ્ય! જો બુમ મારી કે પાછળ આવી ગરબડ કરી તો આજ કીરીચ ત્હારા હૃદયમાં ખોસી પ્રાણ લઇશ! એ પ્રમાણે કહી પોતે મકાનમાંથી બહાર નીકળવા લાગ્યો. તેણે પડેલા વિષયકુમારને જતાં જતાં કહ્યું. પાપીષ્ટ જમીનદાર! જો મ્હારે હાથે મર્ણ શર્ણ થવું ના હોય તો, ત્હારાં પાપ કર્મોને માટે પ-સ્તાવો કર્ય અને મૌન્ય ધારણ કરી ગુપચુપ પડી રહે. નરાધમ! વિચાર કર! ત્હેં કેટલી હત્યાઓ કરી છે? વિદ્યાનાં માતા પીતા અને ભાઈ ભગ્ની-નો તેં સંહાર કર્યો છે. ખરેખર! તારો પ્રાણ પણ તેવીજ રીતે લેવો જોઇ-એ! પરંતુ હું તેમ કરીશ નહિ. ત્હને ત્હારાં મહા પાપનો પસ્તાવો કરવા દઇશ! એ પ્રમાણે કહી અમરસિંહ ત્યાંથી ત્વરીત ગતિએ ચાલી નીકળ્યો. તે તત્કાળ નિર્ણીત વૃક્ષ પાસે આવી પહોચ્યો. જોયું તો ત્યાં નલીની કે વિદ્યા બેમાંથી એક પણ જોવામાં આવ્યાં નહિ, પરંતુ એક ભયાનક કાર્ય તેણે ત્યાં જોયું. વૃક્ષની નિચે અતિશય રક્તધારા વહેલી તેની નજરે પડી. તેનું મસ્તક જોઈ કંપી ઉઠયું. તેના મનમાં નિશ્ચય થયો કે," અવસ્ય બંને બાળાઓનું ખુન કરવામાંજ આવ્યું છે. કેટલીક વખત પર્યંત તેણે વિચાર કર્યો વધુ વખત વ્યર્થ ગુમાવવાનું કોઇપણ રીતે તેને યોગ્ય નહિ લાગવાથી તે જે રસ્તેથી આવ્યો હતો તે તરફ ઉતાવળો ઉતાવળો પાછો ફર્યો. એટ-લામાં તેને કર્ણે પશ્ચીમ બાજુના અરણ્ય પ્રદેશમાંથી અસ્પષ્ટ પણે ઉચ્ચા-રાતો એક શબ્દ પડયો. અમરસિંહ પળવાર પણ નહીં થોભતાં જે બાજુ-એથી તે શબ્દ આવતો હતો તે તરફ વળ્યો. કેટલેક દુર ગયા બાદ તે શ

બ્દ કોઇ સ્ત્રીનો છે, એમ સિદ્ધ થયું. જે બાજુથી શબ્દ ધ્વની કાને આવતો હતો, તે બાજુ તરફ તે આગળ ચાલ્યો. નજીક જતાંજ તેને નક્કી થયું કે એ અવાજ નલીનીનોજ છે!

અમરસિંહ અતિશય ઉતાવળે પગલે સમીપ પહોચ્યો. તેના ક્રોધની સીમા રહી નહીં. તેણે નલિનીને પૂછ્યું

"નલિની! નલિની! શું થયું છે? કેમ બુમ મારે છે? વિધા ક્યાં?

નલીની અમરસિંહને જોઈ અતિશય કલ્પાંત કરવા લાગી. અમરસિંહે તેને હીમત્ત આપતાં કહ્યુ. ગભરાઈશ નહિ! એકવાર કહે કે વિધા ક્યાં ગઇ?

"ક્યાં ગઇ! કીયે રસ્તે ગઇ! તે મ્હને ખબર નથી. નલિનીએ રૂદન કરતાં કહ્યું.

"ત્યારે તું અહીં ક્યાંથી?

"હું તેને ખોળતી ખોળતી અહીં આવી છું.

"તે ક્યાં ગઈ તે તેં જોયું નથી?

"ના! તે મ્હારી પાસેથી દોડતી દોડતી જંગલમાં અદૃશ્ય થઇ, ફરીથી તે મ્હને મળીજ નહીં.

"કીયી બાજુએ ગઇ છે, તે તને ખબર છે?

"હા! આ બાજુએ.

"ઠીક! એકદમ એ કેમ ચાલી ગઇ? અવસ્ય કાંઇપણ આવસ્યકીય કાર્ય હોવું જોઇએ. તે શામાટે ગઇ તે તું જાણે છે?

"તે શા કાર્યે ગઈ છે તે હું જાણતી નથી; પરંતુ જે કાંઇ બન્યુ છે તે કહું છું.

"શું થયું તે કહે.

"આપ અમોને વૃક્ષ પાસે ઉભા રહેવાનું કહી ચાલ્યા ગયા, તે પ્રમાણે અમો અહીં આવી ઉભાં રહ્યાં હતાં.

"તે પછી શું થયું.

# પ્રકરણ ૧૩ મું.

## સ્ત્રી બુદ્ધી પ્રલયંકરી.

પ્રાતઃકાળનો સમય થવા આવ્યો હતો, સ્વચ્છ આકાશ મંડળમાંથી નવમીનો નિર્મળ ચંદ્ર પશ્ચિમ દિશા તરફ ગતિ કરવાની તૈયારીમાં હતો. નાગરિક જનો પ્રભાત સુચક પ્રભાત વર્ણન કરી જગતને નિંદ્રામાંથી જગાડતા હતા. કેટલાક માણસો જાગૃત થયા છે. કેટલાક પ્રભાતની મીઠી નિંદ્રાનો સ્વાદ લે છે. એ વખતે અમરસિંહ બંન્ને બાળાઓ સહિત પોતાના મકાન આગળ આવી પહોચ્યો. જુએ છે તો પોતાના મકાનમાં ઘણા માણસોનો શબ્દ તેને કર્ણે પડયો. વિદ્યા અને નલિનીને બહાર રાખી પોતે ઘરની અંદર પ્રવેશ કર્યો. ત્હેને જોતાંજ અંદર રહેલા માણસોમાંથી એક માણસ બોલી ઉઠયો.

" મિયાંચાંદ ! આજ અમરસિંહ ! ચાલો જલદીથી તેને કેદ કરો.

અમરસિંહ તેનું એ બોલવું સાંભળી અતિશય આશ્ચર્ય પામ્યો. એક પણ શબ્દ તે બોલી શકયો નહિ; પરંતુ તેણે આવેલા માણસોને ઓળખ્યા.

" તમારૂં નામજ અમરસિંહ કે ? ચાંદ મીયાંએ અમરસિંહને પુછયું.

" હા ! મ્હારૂં નામજ અમરસિંહ છે ! અમરે ઉત્તેજીત સ્વરે જવાબ આપ્યો.

" અતિશય શેતાન આદમી ! મીયાં અફલાતુને અકડાઇમાં કહ્યુ.

તેના એવા તુચ્છ શબ્દો સાંભળી અમરસિંહને અતિશય ક્રોધ ચઢયો પરંતુ તે સમાવી તેણે તેઓને કહ્યું. મીયાં સાહેબ ! તમે કહો છો તે પ્રમાણે શેતાન, બદમાસ, જુવારી, દગલબાજ જે કાંઇ કહેવું હોય તે કહો. હું તે કબુલ કરૂં છું. પરંતુ આપે અહીં કાંઈ વળશે એવી આશા રાખવી નહિ, !

અમરસિંહના એ શબ્દો સાંભળી મીયાં અફલાતુનને અતિશય ક્રોધ વ્યાપી ગયો. તેણે અતિશય ગુસ્સામાં આવી જઇ કહ્યું, "જાણે છે કે હું કોણ છું? જરા મુખ સમાલી બોલ્ય!"

"હા! તમે અમારા પ્રિય સ્નેહી છો! પ્રિય સહોદર છો!" હાસ્ય કરતાં અમરસિંહે ઉત્તર આપ્યો,

અફલાતુનના ક્રોધની સીમા રહી નહિ. તે અમરસિંહને મુષ્ટીપ્રહાર કરવા દોડયો. અમરસિંહ દૂર ખસી ગયો. પરંતુ એવો તો અફલાતુનને એક પ્રહાર કર્યો કે મીયાં નિચું મુખ કરી ધુળ ફાકતા પૃથ્વીપર પડ્યા. માથામાંથી લોહીની ધારા વછુટી તે એકદમ ઉભો થયો, અને સાથેના માણસોને હુકમ આપ્યો. "ધનુર્ધરસિંહ! આ બદમાસને જલદી પકડો."

અમરસિંહને પકડવા આવનાર ધનુર્ધરસિંહ પણ ક્ષણવારમાં ધરાશાયી થયો. બીજો કોઈ પણ આગળ આવવા હિમ્મત ધરી શકયો નહિ. અફલાતુન મીયાંનો ક્રોધ પણ શાંન્ત થઈ ગયો. તેણે અમરસિંહને કહ્યું.

"અમરસિંહ! યોગ્ય કરતા નથી."

"એમાં મેં શ્યું કર્યું છે?" અમરસિંહે હસતાં હસતાં કહ્યું.

"તમે પોલીસનું અપમાન કર્યું છે! કાયદાસર કામ કરતાં સરકારી નોકરોને અટકાવ્યા છે."

"પોલીસ સાથે અમારો સંબંધ? શા માટે મારે પોલીસનું અપમાન કરવું પડે?

"અમરસિંહ! તમારા ઉપર વારન્ટ છે. અમે તમને પકડવા આવ્યા છીયેં" ચાંદમીયાંએ ચતુરાઇ બતાવતાં કહ્યું.

"ગુન્હો? વગર ગુન્હે વારંટ કાઢનાર કોણ છે?

„ગઇ કાલ રાત્રે તમે સુર્યરામના મકાનમાંથી પચાસ હજારના નોટની ચોરી કરી છે.

"શું કહો છો?

"જુઓ ! આ અરજી વાંચો. માજીસ્ટ્રેટ સાહેબ સમક્ષ કેટલીક સાક્ષીઓ પડી છે કે અમે અમરસિંહને ચોરી કરતાં જોયા છે.

"શૈલેન્દ્ર ! પરવાનો જોવાની મને પરવા નથી. શૈલેન્દ્રની આ સઘળી રમત છે. પરંતુ તે લાંબો સમય ટકશે નહિ. તેણે શૈલેન્દ્રને ઉદ્દેશી કહ્યું.

"ઠીક છે ! તે કોર્ટમાં જણાશે. શૈલેન્દ્રે ઉત્તર આપ્યો.

"ત્યાં જોઇશું.

"ત્યારે બોલો શું કહો છો ?" ચાંદમીયાંએ અમરસિંહને પૂછ્યું.

"ચાલો. કોર્ટમાં હાજર થઇ જામીન આપું છું."

અમરસિંહે એ પ્રમાણે કહી પોલીસ ઇન્સપેક્ટર અફલાતુન, ચાંદમીયાં તથા ધનુર્ધરસિંહ અને શૈલેન્દ્રને એક બાજુ ઉભા રાખી બહાર ઉભેલી નલીની અને વિદ્યાને અંદર આણ્યાં. વિદ્યાને પોતાનાપર આવેલી આફતની વાર્ત્તા સમજાવી. સાવધાન રહેવાનું કહી પોતે પોલીસ ઇન્સપેક્ટરની સાથે ગયો, અને કોર્ટમાં હાજર થયો. કોર્ટના વકીલો વીગેરે તેના મીત્રો હતા, તેથી તેને કોઇપણ પ્રકારનો અંતરાય નડયો નહીં. જીતેન્દ્રસિંહ નામનો વકીલ તેનો જામીન થયો. અમરસિંહ જામીન આપી પોતાને ઘેર આવ્યો, સ્નાનાદિ કરી ભોજન કરી વિશ્રામ લીધો. વિશ્રામ લેવા જતી વખત નલીનીએ આવી પોતાના પિતાને ત્યાં જવા પરવાનગી માગી. અમરસિંહે ચાર દિવસ પછી તેને મોકલવામાં આવશે એમ કહી શાંત કરી. નલીની તેનું કહેવું માન્યં કરી ત્યાંજ રહી.

અમરસિંહ આરામ લઇ ઉઠયો, બાહાર જવાની તૈયારી કરી. બહાર જતા અગાઉ તેણે વિદ્યાને બોલાવી કહ્યું. "વિદ્યા ! અતિશય સાવધ રહેજે. નલીનીની સંભાળ રાખજે. હું હમણાંજ બહાર જઇ આવું છું. વાર થાય તો ચિંતા કરશો નહિ."

"આપ કયાં જાઓ છો ?

"છુપી પોલીસનો સરદાર છુપી તપાસ કરવાજ જશે !

"વિદ્યા અમરસિંહના મુખ સામુજ જોઈ રહી; તે કાંઇપણ બોલી શકી નહીં, તેનાં બંન્ને નેત્રોમાંથી અસ્ખલીત અશ્રુ પ્રવાહ વહેવા લાગ્યો. વિદ્યાનું મન શાંત કરી તે પોતાના કર્ત્તવ્ય કર્મે ચાલ્યો ગયો.

# પ્રકરણ ૧૪ મું.

## પ્રેમ પત્ર.

અમરસિંહ ડીટેક્ટીવ જાલમસિંહના મકાનમાંથી નલીની અને વિદ્યાને મૂક્ત કરી લઇ ગયો, ત્યાર પછી કેટલીક વારે જાલમસિંહ પોતાના મકાનપર આવ્યો. નાલિની સંબંધે તેના મનમાં અતિશય ફીકર હોવાથી તે અન્ય કાર્યમાં પ્રવર્ત્ત થતાં પેહેલાં જ્યાં નલીનીને રાખવામાં આવી હતી તે તરફ ગયો. જોયુ તો ઓરડીનું દ્વાર તદ્દન ઉઘાડું હતું. નલીની ત્યાં જોવામાં આવી નહિ. કેટલીકવાર કર્યા વિચાર બાદ તે વિપયકુમારના સ્થળ તરફ વળ્યો, તો ત્યાં વિપયકુમાર પણ જોવામાં આવ્યો નહિ. તેને શંકા થઈ કે વિપયકુમાર વિદ્યાવાળા ઓરડામાં હશે, તે ત્યાં ગયો, તો અતિશય ભયંકર દેખાવ નજરે પડયો. વિપયકુમારને પ્રાણ વિહીન ભૂમીપર પડેલો ભાળ્યો. વિદ્યા ત્યાં જોવામાં આવી નહિ. તેના મનમાં અતિશય ચિંતા ઉત્પન્ન થઇ. આ અઘટીત કાર્ય કોણે હાથ ધર્યું હશે તેનો વિચાર કર્યો. તેની પક્કી ખાત્રી થઇ કે આ કાર્ય અમરસિંહનુંજ હોવું જોઇએ! તેના સિવાય અન્ય કોઇ પણ આવી હીમ્મત ધરી શકે નહિ! પરંતુ અમરસિંહ નિચ પ્રકૃતિનો માણસ નથી, પોતાના ગમે તેવા પ્રબળ શત્રુને આવી રીતે હણે તેવો નથી! તો પછી આ કાર્ય કોનું? વિપયકુમાર તેની બરોબરી કરી શકે તેવો પ્રબળ નથી, તો પછી તેજ આવી રીતે વિપયકુમારને મારી નાંખે એ પણ મનાય નહિ! અવશ્ય વિદ્યાએજ વિપયકુમારનું ખુન કરેલું હોવું જોઇએ! તે કેવી રીતે ફાવી શકે? એક સ્ત્રી વિપયકુમાર જેવા જવાંમર્દને કેવી રીતે મારી શકે? હા! પણ એમાં અમરસિંહનો કોઇ પણ રીતે હસ્ત હોવો જોઇએ, નહિ તો નલિનીને મૂક્ત તે કરે નહિ! નક્કી! અમરસિંહજ આ કાર્યનો નેતા છે. નહિ તો આટલી હીંમ્મત કોઇ ધરાવી શકે નહિ! આવી રીતે વિચારમાં અને ચિંતામાં જાલમસિંહ ઉભો હતો, તે વખતે એક દીર્ઘાકૃતિનો બળવાન પુરૂપ તેની સમીપ આવી પોહોચ્યો. તેણે જાલમસિંહને

42785

નીચા નમી નમસ્કાર કર્યા.

"અરિમર્દન! શું સમાચાર લાવ્યો છે?" જાલમસિંહે તેને જીજ્ઞાસા પૂર્વક પૂછ્યું.

"આ પત્ર છે!"

"કોણે આપ્યો છે?"

"એક સ્ત્રીએ!"

જાલમસિંહે નક્કી કર્યું કે એ પત્ર અન્ય કોઇનો નહીં, પરંતુ સૂર્યરામની સ્ત્રી સુલક્ષણાનોજ હોવો જોઇએ! પત્ર લઇ તેણે અરિમર્દનને કહ્યું. "અરિમર્દન! મ્હારી સકળ આશાઓ નષ્ટ થઇ છે! ગત્ રાત્રે અમરસિંહ અહીં આવી વિદ્યા અને નલિનીને લઇ ગયો છે. વિષયકુમારને મારી નાંખ્યો છે. જો આ વિષયકુમારનો મૃતદેહ અહીં પડયો છે."

"અરર! આ પ્રમાણે કરી ગયો છે? અવસ્ય ત્હેના આ કૃતઘ્ન કાર્યનો બદલો આજેજ મળવો જોઇએ!" અરિમર્દને ગુસ્સામાં આવી કહ્યું.

"તે સમયાનુસાર જોઇ લેવાશે. પરંતુ હાલતો આ શબને પેલા શબ ખાનામાં નાંખી આવો."

અરિમર્દન વિષયકુમારના મૃત દેહને શબખાના તરફ લઇ ચાલ્યો. જાલમસિંહ સુલક્ષણાનો પત્ર વાંચવામાં પ્રવૃત્ત થયો. વાંચતાં વાંચતાં આનંદિત થવા લાગ્યો.

**પ્રિયતમ જાલમસિંહ બહાદુર!**

અદ્યાપિ પર્યંત પ્રેમસિંન્ધુ હૃદયમાં છુપાવી રાખ્યો હતો, હવે તે દબાવ્યો દબી શકે તેમ નથી. હૃદયની આશંકા હવે વેગળી થઇ છે. આજથી હું આપની થઈ છું; તમને મેં મ્હારા મનમોહન માન્યા છે. આશા છે કે આપ આપના પ્રણય સાગરમાં એક અંશ સ્થાન આપશો. તમેજ વિચાર કરો કે શૈલેન્દ્ર મારા યોગ્ય છે? તે મ્હને પ્રસન્ન રાખે છે! પરંતુ મારી પાસે તે એક જંતુ સમાન છે, તે મ્હને અતિશય પ્રેમથી નિહાળે છે પણ મ્હારૂં અંતઃકરણ તેને માનવા ના પાડે છે. આપનાં લીધે મેં તેનો ત્યાગ કર્યો છે. હવે આપને એકજ પ્રાર્થના કરવાની છે કે—આપ આપના અનુયાયીઓ સહિત મારા મોકલેલા માણસ સાથે સુર્યરામના પુષ્પોદ્યાન

૫. આવી છુપાઇ રહેજે. રાત્રીના ૧૧ વાગતાને સુમારે હું મારે જોઇતી સામગ્રી સહીત લતાકુંજમાં આપની રાહ જોઇશ! શૈલેન્દ્રને તે હકીકત જાણવા દઇશ નહિ! એ સૂર્યરામનું ખુન કરવા તૈયાર થયો છે હું તેહને ભૂષિતો કરીશ! આપ આવવાને વિલંબ કરશો નહિ મેં સૂર્યરામની સર્વ સંપત્તિ હસ્તગત કરી શૈલેન્દ્રને કાલ તમારી પાસે નૌકા સાથે મોકલ્યો હતો પરંતુ તે સર્વ અમરસિંહે હસ્તગત કર્યું છે. મારી માન્યતા છે કે એ સઘળુ તથા બીજાું જે કંઈ હશે તે લઇ હું તમારી પાસે હાજર થઇશ મનની મુરાદ બરાબર લાવવા માટે જે કાંઈ વિચાર જણાવવા જેવા છે. તે સ્વયં જણાવીશ શૈલેન્દ્રને સુવાડી દેતાં કાંઇ વાર થતી નથી. પરંતુ હમણાં તે કાર્ય હાથ ધરવાથી અંતરાય આવવાની બીતી છે. જે માણસની સાથે મેં આ પત્ર મોકલ્યો છે, તે મ્હારો વિશ્વાસુ છે, માટે તેનો કોઇપણ રીતે અવિશ્વાસ લાવશો નહિ!

આપ આપના અનુયાયીઓ સહીત શસ્ત્ર ધારણ કરી આવવા ચુકશો નહિ, કેમકે સુર્યરામનો મિત્ર અમરસિંહ મ્હારાં છીદ્રો શોધતો ફરે છે, તે આપણને અંતરાય રૂપ થઇ ના પડે.

અધિક લખવાની આવસ્યક્તા નથી, પણ અવસ્ય તમે અગીયાર વાગે હાજર રહેજો, હું સર્વ તૈયાર રાખીશ અને આપને મળીશ. આપ મ્હને પોતાની કરી આશ્રય આપશો!!

**આપની પ્રણયાભિલાષિની**
**સુલક્ષણા.**

જાલમસિંહે અતિ તિક્ષણ દ્રષ્ટીએ અક્ષર ઓળખ્યા. તે સુલક્ષણાના પોતાનાજ હોવાનો તેનો દૃઢ નિશ્ચય થયો; મનનો સંદેહ નિવૃત્ત થયો. એ ટલામાં અરિમર્દન આવી પહોચ્યો. તેણે પત્રમાં લખેલી હકીકત જાણવા જીજ્ઞાસા કરી, તેણે તેને સર્વ હકીકતથી વાકેફ કર્યો. તેના આનંદની સીમા રહી નહિ. અરિમર્દનને ઉદ્દેશી જાલમસિંહે કહ્યું.

"જાઓ! પત્ર લાવનારને મારા ઓરડા આગળ બોલાવો.

બન્ને જણા ત્યાંથી ચાલ્યા, જાલમસિંહ પોતાના ઓરડા તરફ વળ્યો, અરિમર્દન પત્ર લાવનાર અનુચરને બોલાવવા દોડ્યો.

# પ્રકરણ ૧૫ મું.

## લોભે પાપ, પાપે મૃત્યુ !

રાત્રીનો દસ વાગવાનો સમય થવા આવ્યો હતો, તે વખતે સૂર્યરામ પોતાના દીવાનખાનામાં આહારાદિ કાર્ય પરવારી સુલક્ષણા સાથે વાત કરતો બેઠો હતો. તેણે સુલક્ષણાને પાણી લાવવા મોકલી. સુલક્ષણા શીતળ જળથી ભરેલો સ્વચ્છ પ્યાલો લઇ આવી. પાણી બે સ્વાદ લાગવાથી તેણે સુલક્ષણાને પુછ્યું.

"આ શું ? પાણી કેમ બે સ્વાદ લાગે છે ?

"આપને આનંદ આપવા માટે પાણીમાં એક જાતનું મદ્ય નાંખેલું છે.

સુર્યરામને બાળપણથીજ મદ્યનો તિરસ્કાર હતો, જેથી હાંસી કરતાં સુર્યરામને તેણે કહ્યું. પાણી પાઇ તેણે સુર્યરામને પાન આપ્યું, તે લઇ સુર્યરામે મુખમાં મુક્યું. સુર્યરામ સુલક્ષણાના મુખપ્રતિ નિહાળી રહ્યો. કેટલીકવાર એ રીતે ચાલ્યા બાદ સુર્યરામે સુલક્ષણાને કહ્યું.

"જાઓ ! આહારાદિ કાર્ય પરવારી પધારો.

"આપની સેવા કરવા કરતાં આહારાદિ કાર્ય વિશેષ છે ? સુલક્ષણાએ હાસ્ય કરતાં કહ્યું.

"ધન્ય છે તમારી સ્વામી ભક્તીને ! નરાધમ વિશ્વાસ ઘાતક અમરસિંહ આવી પવિત્ર પત્નીનીને વિશ્વાસ ઘાતક કહે છે એ કેમ મનાય ? તેના તે વિશ્વાસ ઘાતીપણાનું ફળ એ પોતેજ પામશે ! કેવો દુષ્ટ ! મારી સર્વ સંપત્તિ હરણ કરી ગયો છે. તેનાં પાપ કર્મોની શિક્ષા હવેજ તે પામશે !

"તમે શા માટે ચીંતા કરો છો ?

"હું તે માટે ચિંતા કરતો નથી ! પૈસા માટે પ્રશ્ચાતાપ કરતો નથી

પરંતુ બીચારા શૈલેન્દ્રને પણ તેણે સંડોવ્યો છે તેનીજ મને ફીકર થાય છે

"તમારે તેની ચિંતા કરવી નહિ. હું તેને ઠેઠ પોહોચાડીશ.

"ભલે ! તમારી ધ્યાનમાં આવે તેમ કરો; હાલ આહારાદિ કરી લ્યો.

"જાઉ છું."

એ પ્રમાણે કહી સુલક્ષણા આહાર કરવા ચાલી ગઇ, કેટલીકવારે સુર્યરામને પોતાનુ શરીર કંપતુ હોય એમ સમજાયું. ક્ષણે ક્ષણે પીડા વૃદ્ધી પામતી ચાલી. તેનાથી વેદનાને લીધે બેસી કે સુઇ શકાયું નહિ, જીભ પણ ટુંકી થતી દેખાઈ. તેને શું થાય છે તે સમજાયું નહિ. એકવાર તેણે તોતડાતી જીભે સુ—લ—ક્ષ—ણા એ પ્રમાણે સાદ કર્યો, ને ઉઠવાનો પ્રયત્ન કરવા લાગ્યો, નિરૂપાયે તે સય્યામાં પડી ગયો.

સુલક્ષણા એ સઘળુ એક બાજુપર સંતાઇને જોતી હતી, તે સુર્યરામ આવી વિષમ સ્થીતિ નિહાળી હસી પડી. તેણે શૈલેન્દ્રને હાંક મારી. "શૈલેન્દ્ર !"

શૈલેન્દ્ર તરતજ આવી પોહોચ્યો, તેને સુલક્ષણાએ પૂછ્યું. શૈલેન્દ્ર "સુલક્ષણાના હાથે આપવામાં આવેલા એક પ્યાલા પાણીનો કેટલો બધો પ્રભાવ ? બુદ્ધિહીન સુર્યરામ હવે ! માત્ર ત્રણ કલાકજ હયાત છે ! !

"ત્યારે ચાલો, હવે તૈયારી કરીએ.

"હા ! જાલમસિંહજીને આવવાની તૈયારી છે. માટે સર્વ આટોપી તૈયાર થઈ જઇએ.

એ પ્રમાણે વાતો કરતાં બન્ને અંદરના ભાગમાં ગયાં, શૈલેન્દ્ર ત્યાંથી જાલમસિંહની ખબર લેવા વાડીમાં વિદાય થયો, સુલક્ષણા પણ સર્વ સરંજામ લઇ વાડીમાં ચાલી, અને જાલમસિંહને મળી. તેણે જાલમસિંહે પૂછ્યુ,

"મારો મોકલેલો માણસ કયાં ?"

"તે તમને મારા આવવાના ખબર આપવા અંદર ગયો છે."

"તે ઘણોજ વિચક્ષણ છે !"

એ પ્રમાણે વાત ચીત ચાલે છે, તેવામાં બગીચાની લતાઓમાં થઇ આવતા કોઈ માણસનાં પગલાં સંભળાયાં જાલમે શૈલેન્દ્રને કહ્યું.

"જુઓ કોઇનાં પગલાં સંભળાય છે."

"કોઈ નથી, પણ આપને ખાલી ભ્રમ થાય છે."

શૈલેન્દ્રે હવે સ્યું કરવું એમ વિશ્ચાર કરતાં જાલમસિંહને પૂછ્યું.

"બોલો હવે આપની સ્યું ઇચ્છા છે?"

"ઇચ્છા? ઈચ્છા એ કે, અધાપિ પર્યંત સુલક્ષણા તમારી હતી તે આજથી મ્હારી થઈ છે? આ સર્વ માલમતાનો માલિક આજથી હું પોતે છું. બોલો સુલક્ષણા! તમારી સ્યું ઇચ્છા છે?"

"શૈલેન્દ્ર! હવે મ્હારી આશા મૂકીદે. આજથી હું જાલમસિંહની બની છું. તું હવેથી તારી સાથે લગ્ન કરનાર નલિનીની સાથે રહે જે!" સુલક્ષણાએ હાસ્ય પૂર્વક શૈલેન્દ્રને ઉત્તર આપ્યો.

સુલક્ષણાના એ શબ્દો સાંભળી શૈલેન્દ્ર શિથીલ બની ગયો. તેણે કપાળે હાથ મૂકયો. તેણે ધીક્કાર યુક્ત વચને સુલક્ષણાને કહ્યું.

"સુલક્ષણા! પિસાચ વૃત્તિ વાળી સુલક્ષણા! તું આ સ્યું કેહે છે?

"તું જે અનિતિને રસ્તે અવલંબ્યો હતો, તેનું પ્રાયશ્ચિત ભોગવવાનો તને સુલક્ષણા ઉપદેશ આપે છે!" જાલમસિંહ વચ્ચે બોલી ઉઠયો.

"શૈલેન્દ્ર! વિચાર કર્ય! જેણે પોતાના પતિનો સંહાર કર્યો છે, તે ત્હારી કેવી રીતે થશે? મ્હારા મનની ઇચ્છા પૂર્વક હું વર્તિશ! તું નલીની સાથે સુખી થા! બોલ્ય! ત્હારી સાથે મેં જે પચાસ હજાર રૂપીયાના નોટ મોકલ્યા હતા, અને તે અમરસિંહે હાથ કર્યા હતા, તે કયાં છે? જો તેણે તે સૂર્યરામને પાછા મોકલ્યા હતા, તેમાંથી પાંચ હજાર તું લઈ જા. બાકીના મારા માનીતા જાલમસિંહને આપીશ!"

"હા! હું પણ તે પ્રમાણે કરવા સંમતિ આપું છું." જાલમસિંહે સુલક્ષણાના કેહેવાને સહાયતા આપી.

"હાય! આ હું સ્યું જાઉં છું! પાપાણ હ્રદયી સુલક્ષણા! તે મ્હારા સર્વસ્વનો સંહાર કર્યો છે. મ્હને એક પણ બાજુનો રેહવા દીધો નથી.

શૈલેન્દ્રનાં વાકયો સમાપ્ત થયાં નહોતાં, એટલામાં લતાકુંજમાંથી પીસ્તોલનો અવાજ થયો. એકદમ આજુબાજુ માણસોનો ઘેરાવો થઇ ગયો.

જાલમસિંહે પોતાના સંગી જનોને બગીચાના દરવાજા તોડી નાસવા કહ્યુ, પરંતુ સર્વ નિરર્થક ચારે બાજુ અસંખ્ય પાયદળ ઘેરો ઘાલી ઉભેલુ દેખાયું, તે નિરૂપાય થઇ નીસ્તેજ વદને ચારે તરફ અવલોકવા લાગ્યો. એટલામાં લતાકુંજમાં એકાએક દીવાનો પ્રકાશ થયો. સૂર્યરામ હાથમાં પિસ્તોલ લઈ આવતો દેખાયો, તેની પાછળ જાલમસિંહને પત્ર આપી આવનાર નોકર નિહાળાયો.

જાલમસિંહે સુર્યરામની સાથેના નોકરને સવાલ કર્યો. " તું કોણ?"

હું ત્હારો પરમ પ્રતિસ્પર્દ્ધિ અમરસિંહ !"

અમરસિંહે પોતાનો ધારણ કરેલો કૃત્રિમ વેષ વેગળો કર્યો, અને એકદમ જાલમસિંહ અને તેની સાથેનાં માણસોને કેદ કર્યાં. જાલમસિંહે પોતાની હાર કબુલ કરતાં અમરસિંહને કહ્યું.

અમરસિંહ ! આજથી મારૂં નામ જાલમસિંહ બદલાઇ ગયું છે, મારૂ ખરૂ નામ નરનારી હત્યાકારી જનમારસિંહ છે. કદાપી પુનઃ ત્હારો મારો તડાતડીનો સમય પ્રાપ્ત થાય તો મને જનમારસિંહ તરીકેજ ઓળખી કાઢજે !

અમરસિંહને તેના કહેવાની કાંઇપણ અસર થઇ નહિ તેણે સઘળાંને બંધન કરી જેલમાં મોકલાવ્યાં.

42785



# ઉપસંહાર.

અમરસિંહ, વિદ્યા અને નલિનીને પોતાના મકાનપર મુકી સુર્યરામ પાસે જતો હતો, તે સમયે રસ્તામાં તેને સુર્યરામની સ્ત્રી સુલક્ષણાના માણસ મળ્યો હતો. અમરસિંહે તે માણસને સમજાવી સુલક્ષણાનો લખેલો પત્ર લીધો, અને પત્રમાં લખ્યા પ્રમાણે પોતાના કાર્યની સંકલના કરી પોતેજ પત્ર લઇ જાલમસિંહ પાસે ગયો હતો.

અમરસિંહ જાલમસિંહ પાસેથી આવી સુર્યરામના શયનગૃહ તરફ ગયો, તો તેણે સુર્યરામને સુલક્ષણા તરફથી આપવામાં આવેલા માદક પદાર્થથી પીડાતો જોયો, તેણે તેને સમયાનુસાર ઔષધોપચાર આપી સાવધ કર્યો, અને સુલક્ષણા તરફથી કરવામાં આવતી ધામધુમ અને પ્રપંચજાળ પુરેપુરી બતાવી.

અમરસિંહે અગાઉથી ગોઠવી રાખેલા સંકેત મુજબ તેના હાથ નિચેના અમલદારો સુર્યરામની વાડીની આજુબાજુ જાલમસિંહ આવ્યા બાદ ફરી વળ્યા હતા. એક પણ રસ્તેથી જાલમસિંહ બહાર નીકળી શકે તેવી બારી રાખી નહોતી.

આખરે સુર્યરામને સત્ય સમજાયું સર્વ પોગળ પ્રકાશ થયું, જાલમસિંહ અને તેનાં સંગીજનો કારાગારને સ્વાધીન થયાં. હતભાગીની સુલક્ષણા સદાને માટે દેશનિકાલ થઈ. શૈલેન્દ્રે સુર્યરામ પાસે ક્ષમા માગી, તેણે તેને તે આપી.

નલિની પોતાના પિતાને ઘેર આવી. રહી સુર્યરામે પચાસ હજાર રૂપીયાના પોતાના ગુમાવેલા નોટ જે અમરસિંહે આણી આપ્યા હતા, તે અમરસિંહને બક્ષીસ આપ્યા.

અમરસિંહના ઉપર સુર્યરામ તરફથી જે ચોરીની ફરીયાદ માંડવામાં આવી હતી તે મુકદમો સુર્યરામે પાછો ખેંચી લીધો.

અમરસિંહ સાથે વિદ્યાનાં લગ્ન થયાં, તે વિવાહ સમયે અમરસિંહને સુર્યરામ તથા અન્ય મીત્રો તરફથી અતિશય ભેટો મળી.

## સમાપ્ત.

# દંતમંજન.



મનુષ્યના બધા અવયવોમાં દાંત એક પ્રધાન અંગ છે. વૈદક શાસ્ત્રના આધાર મુજબ એ વગર અનાજને ખોરાકનું પાચન મુશ્કેલ છે. અને તેથી બદહજમી તથા અજીર્ણ જેવા રોગો ઉત્પન્ન થાય છે. માટે તેનાથી બચવા સારૂ શાસ્ત્રપ્રયોગથી આ દંતમંજન બનાવેલું છે કે જેનાથી દાંતના તમામ રોગો જેવા કે દાંત સડવાથી થતા સણકા તથા અવાળું તથા દાંતમાંથી લોહીનું નીકળવું વીગેરે દરદોને નાબુદ કરી દાંતને હાલતા અટકાવી સાફ ચળકતા કરે છે. બીજા હલકા મંજન વાપરી કંટાળી ગયેલાને આ દંતમંજન આશીરવાદ સમાન છે. શીશી એકની કીં. ૦-૪-૦.

આ શિવાય જેઓના દાંત પડી ગયેલા હશે તેઓને નવા દાંત ખાસ આફ્રીક પથ્થરના કીફાયત ભાવથી મુકી આપવામાં આવે છે.

દાંતના ડાક્ટર.

પટણી જેઠાલાલ કરસનજી

રીચીરોડના પુલ ઉપર—અમદાવાદ.

ભેટ ઇનામ પ્રેઝન્ટ

ખાસ અમારા એજંટો માટે.

## ખીસ્સાનાં ઘડીયાળ.

( વિલાયતથી મોટા જથાંમાં આવી પુગ્યાં છે. )

**રમઝમટોનિક**—ધાતુપુષ્ટીની સર્વોત્તમ ગોળીઓ વીર્ય વીકારને ટાળી સંપુર્ણ શક્તિ આપે છે રાજા રજવાડાઓમાં અને શ્રીમંત વર્ગમાં એક માનીતું ટોનીક થઈ પડેલ છે કી. રૂા. ૨)

**રમઝમબામ**—નામર્દાઈ, પંઢત્વ સંધીવા લકવા શીરદર્દ ઝેરી ડંખની વેદના ઇત્યાદી ઉપર અકસીર મલમ કીં. રૂા. ૨)

**રમઝમ હેરઓઈલ**—મુછો દાઢી અને માથાના વાળને વધારનાર આ તેલની ચોતરફ ફતેહ થઇ ચુકી છે સુગંધીને માટે આ તેલ ખાસ વખણાય છે. નેત્રોને ઠંડક આપી મગજને શાંત કરે છે કીં રૂા. ૧)

ઉપરની ત્રણે ચીજો સામટી રૂપીઆ ૫)માં મંગાવી એજંટ થનારને એક પાંચ વરસની ગેરંટીવાળું સુંદર ખીસ્સાનું ઘડીયાળ બક્ષિસ,

ઠે. રમઝમડીપો—નડીયાદ.

---

## સ્વદેશી માલની ખરીદી ઉપરજ દેશના ઉદયનો આધાર છે.

## નવો માલ આવી પુગ્યો છે.

### રીચીરોડપર આવેલી મેસર્સ એમ. એમ. વકીલની કુા.

એકવાર જરૂર પધારજો.

### જ્યાં તમારા દેશમાંજ બનેલ

આગ, ચોર, તથા પાણી સામે રાક્ષસી ફતેહ પામેલી પ્રખ્યાત મેકરોની બનાવેલી છેલ્લી શોધ મુજબની મજબુત તીજોરીઓ, પોલાદના દરવાજા કેસ બોકસો, દરેક જાતનાં બસો કીન્ડરગોરટનની પેટીઓ શાળાપયોગી સામાન, કસરતનો સામાન, જાત જાતનો સ્ટેશનરી સામાન મંદીરો તથા વાલસેટો, ગાડી વીગેરેની મીણબતીઓ વાલસેટોનો ઉડીને આંખે વળગે તેવો માલ તૈયાર છે; પરદેશી ખાતેથી માલ મંગાવી મોકલી આપીએ છીએ.